ભારત સમ્રાટ

# પૃથ્વીરાજ ચૌહાણ

શાંતિલાલ જાની



પ્રવીણ પુસ્તક ભંડાર
લાભ ચેમ્બર્સ, બસસ્ટેન્ડ પાસે, રાજકોટ

BHARAT SAMRAT
PRITHVIRAJ CHAUHAN
(Novel)
By
SHANTILAL JANI

પ્રકાશક :
પ્રવીણચંદ્ર એમ. પટેલ
પ્રવીણ પુસ્તક ભંડાર
લાભ ચેમ્બર્સ, ઢેબરભાઈ રોડ,
રાજકોટ.








પ્રથમ આવૃત્તિ : ૧-૧-૮૬

કિંમત : રૂા. ૨૪-૫૦

મુદ્રક :
નાનાલાલ સોમાલાલ શાહ
સર્વોદય મુદ્રણાલય
સાણંદ (જિ. અમદાવાદ)

# અર્પણ....

જેમના તપ, ત્યાગ અને સેવા પરાયણતાથી
છારિયા ઉનેવાળ બ્રહ્મસમાજ ઉજળો છે,

એવા—

સ્વ. રૂગનાથ જેશંકર ઉપાધ્યાય (કોડીનાર)
,, જગજીવન શંકર જાની (કોડીનાર)
,, ત્રિપુરાશંકર મણિશંકર જાની (કોડીનાર)
,, જગજીવન મીઠારામ પંડયા (કોડીનાર)
,, ચુનીલાલ શિવશંકર જાની (છારા)
,, જેઠાલાલ ભટ્ટ (કોડીનાર)
,, કાળીદાસ જેરામ જાની (છારા)
,, ગાંડાલાલ વિઠ્ઠલજી જાની (છારા)
,, પુરુષોત્તમ જીવન જાની (છારા)
,, મગનલાલ પ્રભુજી જાની (કોડીનાર)

ને

સપ્રેમ, પ્રણામસહ,

શાંતિલાલ જાની

# શાંતિલાલ જાનીનું સાહિત્ય

(૧) શિંગવડો સેંજળ વહે (ઉપન્યાસ)
(૨) બીનાં થયાનો વાંક ( ,, )
(૩) સ્વાતંત્ર્યવીર સાવરકર (ચરિત્ર)
(૪) અમર શહીદ ભગતસિંહ ( ,, )
(૫) ક્રાંતિવીર સુભાષચંદ્ર બોઝ ( ,, )
(૬) ક્રાંતિકિશોર ખુદીરામ બોઝ ( ,, )
(૭) લોકમાન્ય બાળ ગંગાધર તિલક ( ,, )
(૮) વીર કુંવરસિંહ ( ,, )
(૯) લાલબહાદુર શાસ્ત્રી ( ,, )
(૧૦) ક્રાન્તિવીર પૃથ્વીસિંહ 'આઝાદ' ( ,, )
(૧૧) ગુરુ ગોવિન્દસિંહ ( ,, )
(૧૨) છત્રપતિ શિવાજી ( ,, )
(૧૩) મહારાણા પ્રતાપ ( ,, )
(૧૪) ભારતસમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણ (ઉપન્યાસ)
(૧૫) ગુર્જરસમ્રાટ સિદ્ધરાજ જયસિંહ ( ,, )
(૧૬) વીરવર બન્દા વૈરાગી (ચરિત્ર)

પ્રકાશ્ય

(૧) લક્ષ્યવેધ (ઉપન્યાસ)
(૨) ચંદ્રલાંછન ( ,, )
(૩) દોટ (વાર્તાસંગ્રહ)
(૪) કથાંચલ (ચિંતન)
(૫) માનસપર્વ (કટાક્ષિકાઓ)

# મત ચૂકે ચૌહાણ—

પૃથ્વીરાજ ચૌહાણ ! હિન્દુસ્તાનનો છેલ્લો ચક્રવર્તી નરેશ, અજમેરના ચૌહાણવંશનો છેલ્લો દિલ્હીપતી, એની વીરગતિ સાથે જ ભારતનો સ્વાતંત્ર્ય સૂર્ય અસ્ત થઇ ગયો અને દિલ્હીના પાય-તખ્ત ઉપર સુલતાન મહમ્મદ શાહબુદ્દીન ઘોરીનો ગુલામ કુતુબુદ્દીન ઐબક આવ્યો. કહેવાય છે કે પૃથુ વીર હતો પણ વિલાસી હતો, શૌર્ય હતું પણ સમતા ન હતી. સાહસ હતું સમજ ન હતી. એ શરાબી હતો, વિલાસી હતો, કામાંધ હતો. એ ઘણું ઘણું હતો અને ઘણી ઘણી રીતે અપૂર્ણ પણ હતો. આમ એના વિષે ઘણું કહેવાયું છે, સારાંશ એટલો જ કે ભારતની પરાધિનતાનું એ નિમિત્ત બન્યો.

પૃથ્વીરાજ ચૌહાણ શું હતો અને શું ન હતો એ શોધવાનું કામ ભારે કંટાળાજનક છે. સૌથી અઘરું કામ તો પૃથ્વીરાજના સમયને તવારીખબદ્ધ કરવાનું છે, જે લગભગ અશક્ય છે, કારણ કે જે કંઈ તવારીખો એકઠી થાય, એક ઇતિહાસગ્રંથને વાંચ્યા પછી એની નોંધ થાય અને પછી બીજાનું અધ્યયન શરૂ થતાં જ આગળની તવારીખો જુઠી સાબિત થાય.

આ કારણે જ પૃથ્વીરાજ ચૌહાણનું ચરિત્ર લખવાનું બધાં ટાળતા આવ્યા છે. અલબત્ત, એના વિષે પુસ્તકો લખાયા છે, પણ નાટકના કે નવલકથાના કે પછી કાવ્યના સ્વરૂપમાં.

અહીં પણ ચરિત્રાત્મક ફોર્મનો ત્યાગ કરવામાં આવ્યો છે અને વાર્તા-નવલકથાનું ફોર્મ હાથ ઉપર લેવામાં આવ્યું છે.

પૃથ્વીરાજ વિષે માહિતી આપતા બે ગ્રંથો છે, કવિવર ચંદ બરદાયીનું 'પૃથ્વીરાજ રાસો' અને કર્નલ જેમ્સ ટોડનો 'રાજસ્થાનનો

ઇતિહાસ.' જોકે કર્નલનો 'રાજસ્થાનનો ઇતિહાસ.' જ્યાં સુધી પૃથ્વીરાજ ચૌહાણને લાગેવળગે છે ત્યાં સુધી 'રાસા'ને જ અનુસરેલ છે. તવારીખ તો નથી આપી ચંદે કે નથી આપી ટોડે.

કર્નલ ટોડ પ્રખર ઇતિહાસવિદ્ હતા. તવારીખો આપવી એને માટે પણ સરળ ન હતી, કારણ ઉપર દર્શાવ્યું તેમ અલગ અલગ તવારીખો ધરાવતા અસંખ્ય ઇતિહાસ પુસ્તકોને કારણે જ.

કવિવર ચંદનો 'પૃથ્વીરાજ રાસા' આધારભૂત ગણી શકાય, કારણ કે ચંદ પૃથ્વીરાજના જ કવિ હતા, સમકાલિન હતા, મિત્રો હતા, સાથે જીવ્યા અને સાથે મર્યા, પણ ચંદે 'રાસા'માં તવારીખો આપી નથી, કારણ કે કવિને ઇતિહાસગ્રંથ લખવો ન હતો, એને તો આત્માની અ-મૃત કલા પીરસવી હતી.

'રાસા'માં ચમત્કારો ઘણાં છે. કલ્પી ન શકાય એવા ચમત્કારોથી 'રાસા' ભરપુર છે. એ જમાનામાં કાવ્યમાં વાર્તારસ અનિવાર્ય ગણાતો. કવિવર એને અનુસર્યા છે. પોતાના પુરોગામી વાલ્મિકી અને વેદવ્યાસની જેમ જ એણે 'રાસા'ની રચના કરેલ છે. મતલબ કે 'રાસા' ઇતિહાસ ગ્રંથ નથી–કાવ્ય ગ્રંથ છે. કોઈ એમાંથી ઇતિહાસના તથ્યોને પકડવાની કોશિષ કરે તો એની મુઠ્ઠીમાં ફક્ત હવા જ આવે.

સૌથી વધુ આશ્ચર્યજનક અને દુઃખદ બાબત એ છે કે 'રાસા'માં ક્ષેપકો ઘણાં છે. કવિવર ચંદનો અસ્સલ 'રાસા' કયો એ સંશોધકો માટે શિરદર્દ છે. આવા ક્ષેપકોને લીધે 'રાસા'માં ઘણી વિચિત્રતા પણ જોવા મળે છે.

છતાંય પૃથ્વીરાજ ચૌહાણના યુગને પકડવા માટે આ કાવ્યગ્રંથ 'રાસા' જ આધારભૂત બની રહે છે.

'ભારત સમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણ' શિર્ષક તળેના આ પુસ્તકમાં છૂટછાટ લેવામાં આવી છે. નવલકથાકારને ઇતિહાસ સાથે છૂટછાટ લેવાનો અધિકાર છે એટલા પુરતી આ કથામાં છૂટ લેવામાં આવી છે.

રાજકોટ લેંગ પુસ્તકાલયના શ્રી બિપીનભાઈનો તથા મુરબ્બીશ્રી વસંતભાઈ ખોખાણીનો, શ્રી વિનુભાઈ દોશી અને અન્ય કર્મચારી ગણનો હું આભારી છું, કારણકે પ્રસ્તુત ગ્રંથની રચના માટે 'નોન ફિક્શનલ' પુસ્તકો એમણે પૂરા પાડેલ છે.

મારી પુત્રી કુમારી નીતા ભર ઊંઘમાંથી ઊઠી મને સતત ચ્હાના ડોઝ પાતી રહી માટે એનો પણ હું આભારી છું.

શ્રી ગોપાલભાઈ પટેલ-પ્રવીણ પ્રકાશનના સાહસિક સોદાગરે આ શ્રેણી માટે મને નિમંત્ર્યો એ બદલ એમનો પણ આભારી છું.

પટેલનગર હાઉસિંગ સોસાયટી, —શાંતિલાલ જાની
'જ્યોતિ'
મવડી રોડ, રાજકોટ-૩૬૦૦૦૪.

ઇતિહાસ.' જોકે કર્નલનો 'રાજસ્થાનનો ઇતિહાસ.' જ્યાં સુધી પૃથ્વીરાજ ચૌહાણને લાગેવળગે છે ત્યાં સુધી 'રાસા'ને જ અનુસરેલ છે. તવારીખ તો નથી આપી ચંદે કે નથી આપી ટોડે.

કર્નલ ટોડ પ્રખર ઇતિહાસવિદ્ હતા. તવારીખો આપવી એને માટે પણ સરળ ન હતી, કારણ ઉપર દર્શાવ્યું તેમ અલગ અલગ તવારીખો ધરાવતા અસંખ્ય ઇતિહાસ પુસ્તકોને કારણે જ.

કવિવર ચંદનો 'પૃથ્વીરાજ રાસા' આધારભૂત ગણી શકાય, કારણ કે ચંદ પૃથ્વીરાજના જ કવિ હતા, સમકાલિન હતા, મિત્રો હતા, સાથે જીવ્યા અને સાથે મર્યા, પણ ચંદે 'રાસા'માં તવારીખો આપી નથી, કારણ કે કવિને ઇતિહાસગ્રંથ લખવો ન હતો, એને તો આત્માની અ-મૃત કલા પીરસવી હતી.

'રાસા'માં ચમત્કારો ઘણાં છે. કલ્પી ન શકાય એવા ચમત્કારોથી 'રાસા' ભરપુર છે. એ જમાનામાં કાવ્યમાં વાર્તારસ અનિવાર્ય ગણાતો. કવિવર એને અનુસર્યા છે. પોતાના પુરોગામી વાલ્મિકી અને વેદવ્યાસની જેમ જ એણે 'રાસા'ની રચના કરેલ છે. મતલબ કે 'રાસા' ઇતિહાસ ગ્રંથ નથી–કાવ્ય ગ્રંથ છે. કોઈ એમાંથી ઇતિહાસના તથ્યોને પકડવાની કોશિષ કરે તો એની મુઠ્ઠીમાં ફક્ત હવા જ આવે.

સૌથી વધુ આશ્ચર્યજનક અને દુઃખદ બાબત એ છે કે 'રાસા'માં ક્ષેપકો ઘણાં છે. કવિવર ચંદનો અસ્સલ 'રાસા' કયો એ સંશોધકો માટે શિરદર્દ છે. આવા ક્ષેપકોને લીધે 'રાસા'માં ઘણી વિચિત્રતા પણ જોવા મળે છે.

છતાંય પૃથ્વીરાજ ચૌહાણના યુગને પકડવા માટે આ કાવ્યગ્રંથ 'રાસા' જ આધારભૂત બની રહે છે.

'ભારત સમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણ' શિર્ષક તળેના આ પુસ્તકમાં છૂટછાટ લેવામાં આવી છે. નવલકથાકારને ઇતિહાસ સાથે છૂટછાટ લેવાનો અધિકાર છે એટલા પુરતી આ કથામાં છૂટ લેવામાં આવી છે.

રાજકોટ લેંગ પુસ્તકાલયના શ્રી પ્રિયાનબહેનનો તથા મુરબ્બીશ્રી વસંતભાઈ પોખાણીનો, શ્રી વિનુભાઈ દોશી અને અન્ય કર્મચારી ગણનો હું આભારી છું, કારણકે પ્રસ્તુત ગ્રંથની રચના માટે 'નોન ઇશ્યૂએબલ' પુસ્તકો એમણે પૂરાં પાડેલ છે.

મારી પુત્રી કુમારી નીતા ભર ઊંઘમાંથી ઊઠી મને સતત ચ્હાના કપ પાતી રહી માટે એનો પણ હું આભારી છું.

શ્રી ગોપાલભાઈ પટેલ-પ્રવીણ પ્રકાશનના સાહસિક સોદાગરે આ શ્રેણી માટે મને નિમંત્ર્યો એ બદલ એમનો પણ આભારી છું.

–શાંતિલાલ જાની

પટેલનગર હાઉસિંગ સોસાયટી,
'જ્યોતિ'
મવડી રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૪.

# અનુક્રમણિકા

૧

# ચૌહાણ બાળ

ઈસુનું ૧૧૩૫ મું વરસ ચાલતું હતું.

ભારત વિખ્યાત અને શ્રી, શારદા અને સમૃદ્ધિના ત્રિવેણી સંગમ સરખા ધારાનગરને વિંટાઈને ગુજરાતના ચૌલુક્ય સમ્રાટ જયસિંહ સિદ્ધરાજની વિરાટ સેના પડી હતી. ઠેરઠેર પટ્કૂટીઓ હતી, ઠેરઠેર લશ્કરી હિલચાલ હતી, ઠેરઠેર શસ્ત્રાગારો, અન્નભંડારો હતા. ગુજરાતના સામંતો, મંત્રીઓ, સેનાધિપતીઓ અને સાંધિવિગ્રહિકોની શિબીરો યુદ્ધ પુરુષોથી ઉભરાઈ રહી હતી. ઠેરઠેરથી ભગવાન સોમનાથના નામના જયઘોષ ઊઠી રહ્યા હતા. એક વિશાળ રેશમી પટ્કૂટી ઉપર ગુજરાતનો કુટકુટ ધ્વજ લહેરાઈ રહ્યો હતો.

એક પ્રચંડ, શ્યામ, પણ પ્રૌઢ પુરુષ ત્યારે પોતાની આંગળીએ એક દશ-બાર વરસના છોકરાને ઝાલી પેલી

રેશમી પટ્ટકૂટી તરફ જઈ રહ્યો હતો. પુરુષની પાછળપાછળ એક સ્વરૂપવતી યુવતી આવી રહી હતી.

'અરે હે,' પેલો પુરુષ પાછળ આવતી યુવતી તરફ જોઈ મલકયો; 'આ તમારો સોમ તો સોલંકીની સેના જોઈ ગાંડો થઈ જશે એમ લાગે છે!'

'બાપુ, આ આવડી મોટી સેનાને દોરશે કોણ?'

'હેં બાપુ, નાના મને આ બે હજારની ગજસેનાનો સેનાધિપતિ ન બનાવે?'

'બાપુ, જો નાના મને સેનાપતિ બનાવે તો હું સીધો જ યશોવર્મા પાસે જઈ એને દ્વંદ્વયુધ્ધ માટે લલકારું હોં!'

'રંગ દીકરા....શાબાશ દીકરા! આખરે તો તું દીકરો ચાહમાનનો ને!' પેલો શ્યામ પુરુષ કટાક્ષભેર બોલ્યો; 'આ તારો નાનો સિદ્ધરાજ, છ મહિનાથી આ ધારાગઢને ઘેરો ઘાલીને પડ્યો છે, હજુ તો ગઢની એક કાંકરી પણ નથી ખરી. ગઢ તોડવા, યુદ્ધ ખેલવું એ સોલંકીઓનું કામ જ નહિ!'

'તો! તો એ કોનું કામ? કહો જોઈએ રાણાજી એ કામ કોનું?' યુવતીએ પૂછ્યું; 'સોલંકીની નિંદા કરો છો?' જમાઈ થઈને સસરા પક્ષ વિષે ઘસાતું બોલો છો? સોલંકીનું અન્ન તો હજુ દાંતમાં ભર્યું છે!'

'અરે........અરે........તમે છેડાઈ પડ્યા હે?' પુરુષ

હસ્યો; 'મેં તો ફક્ત મજાક કરેલી દેવી, પણ હવે તમને ગંભીરતાથી કહું કે તમારા બાપનું આવડું મોટું રાજ્ય, ઠેઠ નર્મદા, કોંકણ અને કર્ણાટકથી માંડી આબુ અને માળવા સુધીનું, આ વિશાળ સામ્રાજ્ય એના પછી જાળવશે કોણ?'

'કેમ એમ પૂછો છો ચૌહાણરાજ?' યુવતીએ ભ્રૂભંગ કર્યો; 'મહારાજ જયસિંહ સિદ્ધરાજનો ઉત્તરાધિકારી શું કુમારપાળ નથી?'

'કુમારપાળ?' શાકંભરી નરેશ ચાહમાન અર્ણોરાજ ખડખડાટ હસ્યા; 'કુમારપાળ! બિચારો સાધુડો! અત્યારે તો તમારા ગુજરાતના જૈનમંત્રીઓ એને રાજપ્રકોપ સામે રક્ષણ આપી રહ્યા છે! કુમારપાળનું ગજું નથી આ ચક્રવર્તીપદ ભોગવવાનું. તમારા બાપુની લાલ આંખ થઈ છે કુમારપાળ તરફ, એ તો તમે જાણો છો.'

'હેં બાપુ, ગુજરાતનું રાજ્ય આપણને ન મળે?' કિશોર સોમેશ્વર પૂછી બેઠો.

'ગુજરાત ઉપર પ્રથમ હકક તારો છે દીકરા.' અર્ણોરાજ બોલ્યા; 'મહારાજ સિદ્ધરાજે પોતાનો વારસ નક્કી કરવા માટે જ અત્યારે સભા બોલાવી છે. આપણે આપણો હકક મજબુત રીતે રજૂ કરવાનો છે.'

'ચૌહાણરાજ!' અચાનક કાંચનદેવી બોલી ઊઠી; 'મેં તો સાંભળ્યું છે કે મહારાજ સિદ્ધરાજની પ્રીતિ આજકાલ કુમારતિલક ઉપર ઢળી છે?'

'કુમારતિલક! અર્ણોરાજે દાંત કચકચાવ્યા, એનો

ચહેરો વિકરાળ બની ગયો, પછી તુર્ત જ પોતાની પડખે પત્ની અને મહારાજ સિધ્ધરાજની પુત્રી ચાલી રહી છે એ ખ્યાલ આવી જતાં એણે પોતાની જાત સંભાળી લીધી, પણ એમ છતાંય એની વાણીમાં નર્યો ઉપાલંભ, દ્વેષ અને નિર્લજ્જતા તરી આવ્યા.

'દે, એ કુમારતિલક શું મહારાજ જયસિંહનો પુત્ર છે?'

'એણે ખાત્રી કરાવી આપી છે, એની માએ પણ ખાત્રી કરાવી આપી છે અને મહારાજે એને પોતાના પુત્ર તરીકે સ્વીકારી પણ લીધો છે.' કાંચનદેવીએ કહ્યું.

'એની મા કોણ !........પેલી વારાંગના ! વેશ્યા ! કુમારતિલક રાજબીજ નથી દે ! વારાંગનાનો પુત્ર શું ગુજરાતની ગાદીએ આવશે ! સિદ્ધરાજે ભલે એને પોતાના પુત્ર તરીકે સ્વીકાર્યો પણ ગુજરાતનું મંત્રીમંડળ એ સ્વીકારશે?'

'ગુજરાતના મંત્રીમંડળને તો કુમારપાળ ગાદીએ આવે એમાં જ રસ છે.' કાંચનદેવી મલકી ઊઠી; 'એમાં વળી તમે આ નવું ડિંડક ઊભું કર્યું છે!'

'ગુજરાતનું મંત્રીમંડળ! હાઆક્ થૂ !...ચાહમાન અર્ણોરાજ ધિક્કારથી સળગી ઊઠચો, 'કેસરી ટીલાંવાળા ! જૈન મંત્રીઓ! પેલો મહાદેવ અને મુંજાલ ! પેલો સાંતુ અને દંડ દાદક ! પેલો આમ્રભટ્ટ અને વાગ્ભટ્ટ ! આ બધાંની સાથે પાછો પેલો વિદુષક ભળ્યો છે....કૃપણુદેવ....આ કૃપણુદેવ તો સાલ્લો સાવ હિજડો છે!'

'તમને ગંદુ બોલવું કેમ ગમે છે ચૌહાણુરાજ?'

કાંચનદેવી બોલી ઊઠી: 'મારી સલાહ તમે માનો તો આપણે આ ઝઘડાથી દૂર રહેવું જોઈએ, કારણ કે આ પ્રશ્ન ફક્ત ગુજરાતને જ સ્પર્શે છે. મહારાજ જયદેવને જે નિર્ણય લેવો હોય તે ભલે લે!'

'પણ આપણો હક્ક! શું સોમેશ્વરનો હક્ક નથી ગુજરાત ઉપર?' અર્ણોરાજે પૂછ્યું. 'શું તમારો હક્ક નથી ગુજરાત ઉપર?'

'હું ક્યાં ના કહું છું કે સોમેશ્વરનો હક્ક નથી. સોમેશ્વર હક્કદાર છે માટે જ હું શાકંભરીથી તમારી સાથે અહીં સુધી આવી છું, પણ આપણે ફક્ત આપણો હક્ક રજૂ કરી શકીએ,સાચો હક્કદાર કોણ એ તો મહારાજ સિદ્ધરાજ જ નક્કી કરી શકે. પરિણામ આપણી તરફેણમાં ન આવે તો આપણે ઝઘડો કરવો ન જોઈએ, રિસાવું ન જોઈએ.'

'દે, શાકંભરીના ચાહમાનોની સેના લઈ હું આ યુદ્ધ લડી રહ્યો છું, મહારાજ સિદ્ધરાજના એક સામંત તરીકે. હું મારી જવાબદારી સમજું છું.'

એ લોકો હવે પેલી વિશાળ રેશમી પટ્ટકુટીની નજીક આવી પહોંચ્યા. બહાર ઊભેલા મંત્રીઓ અને સેના-નાયકોએ મહારાજ સિદ્ધરાજની પુત્રી કાંચનદેવીને જોઈ વંદન કર્યું; 'તમે ક્યારે આવ્યાં બહેન?'

કોઈ વેદકાલિન ઋષિ જેવા, પ્રચંડ અને પ્રતાપવંત, શાંત, સ્વસ્થ, ધીર, ગંભીર અને સૌજન્યની પ્રતિકૃતિ જેવા દંડદાદકને જોઈ કાંચનદેવીએ હાથ જોડ્યા; 'મહામંત્રી-

શ્વરજી, હું રાત્રે આવી.'

'ઓહો!' મહાદેવ બોલી ઊઠયો; 'સોમેશ્વરજીને પણ સાથે લાવ્યા છો ને શું! અરે, અર્ણોરાજજી ગઈકાલના યુદ્ધમાં તમારા ચાહમાનોએ રંગ રાખી દીધો.'

'હું મહારાજને મળવા અંદર જઈ શકું દાદકજી!' કાંચનદેવીએ પૂછ્યું.

'અમે બધાં મહારાજને મળવા માટે જ અહીં રાહ જોઈને ઊભા છે. અંદર મહારાણી લક્ષ્મીબા અને મહારાજ છે.' દાદકે હા પણ ન કહી કે ના પણ ન કહી.

'બા આવ્યાં છે?' મા આવેલ છે એ જાણી દીકરી આનંદિત થઈ ઊઠી; 'તો તો હું અંદર જઈશ જ!'

દાદકે ઈશારો કર્યો, દ્વારપાલોએ કાંચનદેવીને જવા દીધાં.

વિક્રમ સંવત ૧૧૯૦માં ગુજરાતનો ચક્રવર્તી સમ્રાટ સિધ્ધરાજ જયસિંહ ગુજરાત માટે હંમેશા લટકતી તલવાર જેવા ગણાતા માળવા ઉપર ચડી ગયો. માળવાની ગાદી ઉપર ત્યારે પરમાર યશોવર્મા હતો. આ જ યશોવર્માએ સિધ્ધરાજના શાસનકાળમાં ગુજરાતને હરાવ્યું હતું અને પાટણ લૂંટયું હતું. આ અપમાનનો બદલો લેવા તથા ચક્રવર્તીપદ પ્રાપ્ત કરવા સિદ્ધરાજે શક્તિ એકઠી કરી, શસ્ત્રો એકઠા કર્યાં, ધન સંગ્રહ કર્યો. એણે નિશ્ચય કરી લીધો હતો કે માળવાની કમ્મર તોડી નાખવી. છેવટે ઇ.સ. ૧૧૩૫માં એણે ગુર્જર સેનાને દોરી અને માળવા ઉપર આક્રમણ કર્યું. ઉજ્જયન પાસે યશોવર્માએ સિધ્ધરાજને પડકાર્યો, પરમારો અને

સોલંકીઓની તલવારો ટકરાઈ, પણ યશોવર્મા ટકી ન શક્યો અને પીછેહઠ કરી પોતાના અજીત દુર્ગ ધારાગઢમાં ભરાયો. સિદ્ધરાજે તુર્તજ ધારાનગરને ઘેરી લીધું.

ગુર્જરેશ્વર જયસિંહ સિદ્ધરાજના જીવનનાં આ અંતિમ વરસો હતાં. એને સંતાનમાં એક પુત્રી કાંચનદેવી હતી. જે શાકંભરીના અર્ણોરાજ કે આનકરાજ ચાહમાન (ચૌહાણ) સાથે પરણાવેલી હતી. જોકે ગુજરાત અને શાકંભરીને પરાપૂર્વથી વેર ચાલ્યું આવતું હતું. ચાહમાનો અને ચૌલુક્યો હંમેશા લડતા જ રહેતા હતા. સિદ્ધરાજે પણ શાકંભરીને હરાવ્યું અને પછી અર્ણોરાજને પોતાનો સામંત બનાવવાને બદલે પોતાનો જમાઈ બનાવી લીધો.

મહારાજ સિદ્ધરાજ જયસિંહ પાસે સૌથી મોટો પ્રશ્ન ઉત્તરાધિકારીનો હતો. પોતાના પછી ગુજરાત, ગુજરાતની અસ્મિતા, ગુજરાતનો વૈભવ, ગુજરાતની સંસ્કૃતિ અને સાહિત્ય તથા પરદુઃખભંજન વીર વિક્રમની પોતે સ્થાપેલી પ્રણાલિકા કોણ જાળવશે એ કોયડો ગૂર્જરેશ્વરને મુંઝવી રહ્યો હતો.

સિદ્ધરાજની સામે ત્રણ ઉત્તરાધિકારીઓ હતા.

સૌથી પ્રથમ ત્રિભુવનપાળનો પુત્ર કુમારપાળ હતો, જે ચૌલુક્ય હતો, રાજલોહી હતું. ગુર્જરેશ્વર રાજા ભીમદેવના પુત્ર ક્ષેમરાજના પુત્ર દેવીપ્રસાદનો એ પૌત્ર હતો. એ રક્ત-વારસ સર્વોચ્ચ ઉત્તરાધિકારી હતો, વળી કુમારપાળ એક યોદ્ધો હતો, ગજવિદ્યાનો નિષ્ણાત હતો અને એને પાટણના

તમામ જૈનમંત્રીઓની ઓથ હતી, પણ દુર્ભાગ્યે સિધ્ધરાજ પોતે કુમારપાળથી નારાજ હતો. કુમારપાળ પ્રત્યે એને ભારે સૂગ હતી. એને મન કુમારપાળ એક બુધ્ધિહીન યોધ્ધો જ માત્ર હતો. કુમારપાળનો વધ કરાવી નાખવાના એના ષડ-યંત્રને એના જ જૈન મંત્રી ઉદયને નાકામિયાબ બનાવ્યું એટલે એણે ઉદયનને પણ ખસેડી દૂર ખંભાતમાં ધકેલી લીધો.

પાટણપતિ બનવા માટેનો બીજો ઉમેદવાર ત્યાગભટ્ટ હતો. સિધ્ધરાજની એક વારાંગના સાથેની મૈત્રીથી એ ઉત્પન્ન થયો હતો; ત્યાગભટ્ટ અથવા કુમારતિલક ઉપર સિધ્ધરાજ પ્રસન્ન હતો, અને એને ખાત્રી જ હતી કે એ પોતાનો જ પુત્ર છે. ત્યાગભટ્ટ પણ ગજવિદ્યાનો નિષ્ણાત હતો. એ એક અપરાજીત યોધ્ધો હતો, ઉપરાંત એ એક કવિ પણ હતો, સાહિત્યસિક અને શિલ્પશાસ્ત્રમાં પણ પારંગત હતો. પણ ગુજરાતનું મંત્રીમંડળ, ખાસ કરીને જૈનમંત્રીઓ માટે એ તિરસ્કારને પાત્ર હતો.

'એક ઉપવસ્ત્રનો પુત્ર ગુર્જરેશ્વર ન બની શકે.' ઉદયન મંત્રીનું કહેવાનું હતું.

'એ જૈનધર્મ વિરોધી છે, ચૂસ્ત શિવપંથી છે, જો કુમારતિલક – ત્યાગભટ્ટ ગુર્જરેશ્વર બને તો ગુજરાતમાંથી જૈનધર્મનું નામનિશાન ભૂંસાઇ જાય.' દાદકની આ નીતિ હતી.

'એ અયોગ્ય છે, ઉધ્ધત છે, મહારાજ જયદેવ ભાન ભૂલ્યા છે, એની સાન ઠેકાણે લાવવાનું આપણું ગજું નથી,

પણ ખમી ખાઓ. કુમારપાળને હાલને તબક્કે અદૃશ્ય કરી દો, એની સંભાળ રાખો, એને જાળવો, છેવટે ઘીના ઠામમાં ઘી પડી રહેશે. રાજા કોણ એ નિર્ણય રાજા ન લઈ શકે, પ્રજા લઈ શકે.' મહાદેવમંત્રીની આ રાજનીતિ હતી.

ચક્રવર્તી ગૂર્જરાધિશ બનવા માટેનો ત્રીજો ઉમેદવાર શાકંભરીનાથ અર્ણોરાજનો કિશોર પુત્ર સોમેશ્વર પણ હતો. સિધ્ધરાજ સોમેશ્વરનો માતામહ હતો જો કે સિધ્ધરાજને સોમેશ્વર પ્રત્યે મમતા હતી. સોમેશ્વરનો ઉછેર પણ સિદ્ધરાજે પોતાની પાસે પાટણમાં જ કરાવવાનો આગ્રહ રાખ્યો હતો, પણ સોમેશ્વર પાટણપતિ બને એવું તો સ્વપ્ન પણ સિદ્ધરાજને આવ્યું ન હતું. ગુજરાતનું મંત્રીમંડળ તો ચાહમાનોની જંગલી વર્તણૂંકથી સાવ નારાજ હતું. મતલબ કે સોમેશ્વરને કોઈનો ટેકો ન હતો અને છતાંય આનકરાજ પોતાના પુત્રને પાટણ મળે એમ ઇચ્છી રહ્યા હતા.

આનકને બે પુત્રો હતા, મોટો જગતસિંહ અને નાનો સોમેશ્વર. બંનેની માતા અલગ હતી. આનકરાજ ધૂર્ત હતો. એની ઇચ્છા હતી કે સોમને માતૃપક્ષ તરફથી ગુજરાતની ગાદી મળી જાય તો જગત શાકંભરી સંભાળી લે અને પછી ચૌહાણોની કીર્તિ દિગંતમાં પ્રસરે.

પણ આ તરફ ગુજરાતનું રાજકારણ ભારે અટપટું હતું. એના મંત્રીઓના વ્યૂહને ભેદવાનું ગજું આનકનું ન હતું, કારણકે એ યોદ્ધો હતો, જ્યારે ગુજરાતમાં પળેપળે પલટતું રાજકારણ હતું. ગુજરાતના મંત્રીઓ રાજાને પણ

ગાંઠતા ન હતા. વિમળ મંત્રીએ ભીમ બાણાવળી સામે જાહેર બળવો કર્યો જ હતો. આ રીતે જોતાં સહેજે સમજાઈ આવે છે કે ગુજરાતના રાજકારણમાં એ સમયે જૈનધર્મી મંત્રીઓની બોલબાલા હતી. જો કે મહાપ્રતાપી સિધ્ધરાજે મંત્રીમંડળનું બળ તોડ્યું હતું, એની શક્તિ ઘટાડી હતી. મંત્રીઓની જૈન પરંપરાને એણે બરાબર પડકારી હતી, એટલે જ સિધ્ધરાજ જેવા પ્રતાપી સમ્રાટ પાસે મંત્રીમંડળનું કશું ચાલતું ન હતું.

કાંચનદેવીને તથા સોમેશ્વરને જોઈ સિધ્ધરાજ અને મહારાણી લક્ષ્મી પ્રસન્ન બની ગયા.

'અરે કાંચન તું ક્યારે આવી ?' લક્ષ્મીદેવીએ ઉમળકા ભેર પૂછ્યું.

'દીકરી ! તું અહીં....રણભૂમિ ઉપર !' મહારાજ ચકિત બની ગયા.

'બાપુ...બા, હું રાત્રે આવી, આ સોમને યુધ્ધ જોવાની અદમ્ય ઇચ્છા હતી એટલે ન છૂટકે આવવું પડ્યું. હેં બાપુ, આ સોમને સોલંકી સેનાનો સેનાપતિ બનવું છે, તમે એને બનાવશો ?'

'સિધ્ધરાજે દૌહિત્રને પોતાની પાસે ખેંચી લીધો.

'કાંચન, રજપૂતના દીકરાને યુધ્ધકાળ તો ગળથૂથીમાંથી જ મળવી જોઇએ, પણ સોમે પ્રથમ ચૌહાણ સેનાને દોરવી જોઇએ. આ યુધ્ધ તો સોમ માટે ઘણું મોટું કહેવાય.' સિધ્ધરાજે આડકતરી રીતે સોમેશ્વરનું સ્થાન શું છે એ બતાવી દીધું.

'તો પછી રાહ કોની જૂએ છે કાંચન!' લક્ષ્મીદેવી બોલી ઊઠ્યાં; જલ્દી વહુ લઈ આવ, કેમ બેટા સોમ, તારે લગ્ન કરવાં છે ને?'

'મારે તો યુદ્ધ કરવું છે, હે માતામહ, મને યુદ્ધમાં તમારી સાથે રાખશોને?'

'બાપુ.' કાંચનદેવીનો અવાજ ફર્યો, એણે સીધી જ વાત ઉપર આવી જવા માટે પૂછ્યું;

'મેં સાંભળ્યું છે કે આજે, અત્યારે તમે મંત્રીસભા નિમંત્રી છે, રાજ્યનો ઉત્તરાધિકારી નક્કી કરવા, એ શું સાચી વાત છે?'

'જો, સાંભળ કાંચન.' સિદ્ધરાજે સ્પષ્ટ વાત કરી; 'આ ગુજરાતનો ઘરેલુ મામલો છે, આમાં પર રાજ્યોએ માથું ન મારવું જોઈએ.'

'પણ હું તો તમારી પુત્રી છું. રાજ્ય – રાજ્ય વચ્ચેની રાજનીતિમાં માથું ન મારવું એ તમારી વાત સાચી, પણ આ તો કુટુંબની બાબત છે.' કાંચને કહ્યું.

'હા, પણ ચૌલુક્ય કુટુંબની, ચૌહાણ કુટુંબની નહિ!'

'બાપુ, શું તમે આવડું મોટું સામ્રાજ્ય પેલા રખડુ કુમારપાળને સોંપી દેશો?' કાંચનદેવી બોલી ઊઠ્યાં; 'એ ભીખારી ચાર દિવસ પણ આ સામ્રાજ્યને નહિ જાળવી શકે.'

'હું કુમારપાળને રાજ સોંપવા નથી માગતો.'

સિદ્ધરાજે કહ્યું.

'તો...તો પછી તમે કયો નિર્ણય લેવા માટે સભા બોલાવી છે?'

'સાંભળ કાંચન.' લક્ષ્મીદેવીનો ચહેરો લાલચોળ થઈ ઊઠ્યો: 'એ પેસીના પુત્ર ત્યાગભટ્ટને રાજ્ય સોંપવા માગે છે. હું આ અનીતિ પણ નહિ થવા દઉં? અરે, એક વારાંગનાનો પુત્ર શું રાજગાદી જાળવી શકવાનો છે?'

'એ મારો પુત્ર છે મહારાણી, તમે એ વાત ન ભૂલો.' સિદ્ધરાજે કહ્યું.

'તો શું?' મહારાણી ગર્જ્યાં; 'તમારો પુત્ર હોવાથી એ શું રાજ્યાધિકારી બની જાય છે? મહારાજ જરા પાછળ નજર તો કરો, જરા નજીકના ઇતિહાસને તો તપાસો. વડસસરા ભીમદેવ મહારાજે પોતાની ઉપવસ્ત્ર ચૌલાદેવીને ભલે મહારાણી પદ આપ્યું, પણ એના દીકરા ક્ષેમરાજદેવને પાટણનું સિંહાસન મળ્યું? જવાબ આપો! મળ્યું? ન મળ્યું કારણ કે પાટણના મંત્રીમંડળને અને સમસ્ત ગુજરાતને એ મંજૂર ન હતું.'

સિદ્ધરાજ મહારાજ ઉગ્ર બનેલા મહારાણીને તાકી રહ્યા. 'તમે શું કહેવા માગો છો, મહારાણી?' એણે પૂછ્યું.

'મહારાજ.' લક્ષ્મીદેવીએ તલવારની ધાર જેવી જબાનમાં સ્પષ્ટ વાત જાહેર કરી: 'યાદ રાખો, રાજલક્ષ્મી રાજકુળમાં જ શોભે છે. પાટણની ગાદી ઉપર ન તો ત્યાગભટ્ટ શોભે કે

ન તો આ કાંચનનો સોમ શોભે, પાટણની ગાદી કુમારપાળને જ મળે, અને તો જ રાજવંશ ફૂલેફળે.'

'કુમારપાળ અને રાજવંશ! મહારાણી તમે થૂંકેલું ગળો છો કે શું?' સિધ્ધરાજ ઉગ્ર બની બેઠો; 'એ ચૌલાદેવીનો વંશ નથી શું?'

'છે.' લક્ષ્મીદેવી બોલી ઊઠયાં, 'પણ એનામાં મહારાજ ભીમદેવીનું રકત વહે છે.'

'અને ત્યાગભટ્ટમાં શું મારું રક્ત નથી?'

'ત્યાગભટ્ટ વારાંગનાનો પુત્ર છે મહારાજ.'

'તો પછી કુમારપાળ કોનો પુત્ર છે?'

'મહારાજ, બર્બરક જીષ્ણુ, તમે શું તમારા મંત્રી-મંડળની ઉપરવટ જશો?' લક્ષ્મીદેવીએ પૂછયું; 'ગુજરાતમાં કોઈ જ નથી ઇચ્છતું કે ત્યાગભટ્ટ પાટણપતિ બને.'

'હું ઇચ્છું છું મહારાણી.' સિધ્ધરાજ ગર્વભેર બોલ્યો, 'મારા મંત્રીમંડળને છિન્નભિન્ન કરવાની તાકાત મારામાં છે. હું બધાંને પહોંચી વળીશ, ફક્ત તમે મને સહકાર આપો. મારા સેનાપતિઓ મારી તરફેણમાં છે.'

'મહારાજ, શું તમે તલવારની ધારે નિર્ણય લેવા માગો છો?' લક્ષ્મીદેવી ઉકળી ઊઠયાં; 'હું પ્રાણાંતે પણ ત્યાગભટ્ટને પાટણપતિ નહિ બનવા દઉં!'

'તો સાંભળી લો, ખૂલ્લા કાન રાખી સાંભળી લો.' સિધ્ધરાજ મહારાજ ગર્જ્યા; 'હું મારા છેલ્લા શ્વાસ સુધી

કુમારપાળને પાટણનો દરવાજો પણ દેખવા નહિ દઉં !'

'બા....બાપુજી આ ઝઘડો શા માટે ?' કાંચનદેવી બોલી ઊઠયાં; 'પાટણની ગાદીનો વારસ આ તમારી સામે જ બેઠો છે – આ સોમ !'

સિદ્ધરાજે કંટાળો દર્શાવવા એક બગાસું ખાધું અને પછી પોતાની બાજુમાં પડેલી સુવર્ણ ઘંટડી વગાડી.

દ્વારરક્ષક અંદર ધસી આવ્યો.

'બહાર કોણ છે ?' દાદક, મુંજાલ, મહાદેવ, કેશવ સેનાપતિ અને કૃષ્ણદેવને અંદર મોકલ.' સિદ્ધરાજે આજ્ઞા આપી.

પરિસ્થિતિ સ્ફોટક બનશે એમાં કોઈ શંકા ન હતી. મહારાજ સિદ્ધરાજ, બર્બરક જીષ્ણુ, ત્રિભુવન ગંડનો દુરાગ્રહ રાણી અને કાંચન બન્ને જાણતા હતા.

એક પછી એક મંત્રીઓ, અમાત્યો, સેનાધિપતીઓ આવી વંદન કરી પોતપોતાની જગાએ જઈ બેઠા.

જયદેવ શંખ ઉપાડ્યો અને ફૂંકયો.

પટ્ટકૂટીની પાછળનો પડદો ખસ્યો અને કોઈ કાળો મેંશ ડુંગર હોય, સમુદ્રનું નીલરંગી કોઈ આભ ઊંચું મોજું હોય, કોઈ મહાકાય મહિષ હોય. કે પછી ફક્ત સ્વપ્નમાં જ જોવા મળે એવો મેઘશ્યામ રાક્ષસ હોય એવો બર્બરક મહારાજ સિદ્ધરાજની પાછળ આવી ઊભો.

'બાબરા.' સિદ્ધરાજે પ્રથમ બર્બરકને ઉદ્દેશ્યો; 'બધાં

કહે છે કે તું વૈતાળ છે, સિદ્ધ છે, ભૂતલોકનો રાજા છે, ‘ કહે બાબરા, સાચું કહે, મા ભવાની હિંગળાજના સોગંદ લઈને સાચું કહે કે પાટણનો ઉત્તરાધિકારી કોણ બનશે ? કુમારપાળ કે આ સોમેશ્વર કે પછી ત્યાગભટ્ટ ? ’

‘ ત્યાગભટ્ટ. ’ બાબરો ફક્ત એક જ શબ્દ બોલ્યો.

‘ બાબરા, તારી સામે પાટણના મહાસમર્થ મંત્રીઓ બેઠા છે. ’ સિદ્ધરાજ આ જ ક્ષણે નિર્ણય લઈ લેવા માગતો હોય એમ બોલ્યો; ‘ આ મંત્રીઓ એના રાજાને પણ ગાંઠે એવા નથી, આ ઉદયન મંત્રીને તું ઓળખે છે. આ મંત્રી રાજાજ્ઞાને ઘોળીને પી ગયા છે. એણે કુમારપાળને આશ્રય આપ્યો છે, કેમ ઉદયન મહેતા, સાચી વાત છે ને ? ’

‘ મારી પ્રતિજ્ઞા છે. ’ બાબરો શાંતિપૂર્વક બોલ્યો; ‘ ઉદયન મહેતાને હું હણી નાખીશ, ન હણું તો મા હિંગળાજ મને પૂગે ! ’

‘ બોલો દાદકજી, બોલો મહાદેવ, બોલો મુંજાલ મહેતા તમારે કશું કહેવું છે ? ’ સિદ્ધરાજે જનોઈવઢ ઘા કર્યો; ‘ કૃષ્ણદેવ, તમે તો કુમારપાળના બનેવી છો, તમે એને પક્ષે છો એ હું જાણું છું, મારું સાઠ હજારનું અશ્વદળ તમારે આધીન છે. ફૂટલ માણસનો હું ભરોસો ન કરી શકું ! ’

કૃષ્ણદેવ થરથર ધ્રૂજતો હતો.

‘ કેશવ. ’ સિદ્ધરાજે પોતાના સર્વોચ્ચ સેનાપતિને કહ્યું; ‘ કૃષ્ણદેવ પાસેનું અશ્વદળ તમે સંભાળી લો ! ’

‘ મહારાજ....મહારાજ ! ’ કૃષ્ણદેવ ઊભો થઈ ગયો;

'મારા કયા કાર્યથી તમે અપ્રસન્ન છો? કુમારપાળ પ્રત્યે મને જરાય સહાનુભૂતિ નથી, એ લૂતારોગી છે, એ સમ્રાટ થઈ જ ન શકે. શાસ્ત્રાજ્ઞા છે કે લૂતારોગી રાજા ન બની શકે. હું એને ધિક્કારું છું.'

'પણ એની બહેન તમારા ઘરમાં છે, કૃષ્ણદેવ!'

કૃષ્ણદેવ આગળ આવ્યો, એણે પોતાની સમશેર ખેંચી, બન્ને હાથમાં આડી ઝાલી કહ્યું; 'હું સૌ પ્રથમ ક્ષત્રિય છું મહારાજ, હું બર્બરકની જેમ જ પ્રતિજ્ઞાબધ્ધ છું કે ગુજરાતની ગાદી ઉપર આપના પછી ત્યાગભટ્ટ જ આવશે. આ જોગમાયાની સાક્ષીએ આ મારી પ્રતિજ્ઞા છે.'

'રંગ છે કૃષ્ણદેવ.' સિધ્ધરાજે કહ્યું, 'હવે કોઈ મંત્રીને કશું કહેવાનું છે?'

મંત્રીમંડળ સાવ ચૂપ બની ગયું.

'મંત્રીશ્વર ઉદયન, તમે ખંભાત પહોંચો. આ યુધ્ધમાં મારે તમારી જરાય જરૂર નથી. એવકા મંત્રી મારે ન જોઈએ. હું જોઉં છું કે તમે કુમારપાળને કેટલો સાચવો છો?'

મંત્રીશ્વર ઉદયન ઊઠ્યા એટલે બર્બરક ધસ્યો.

'નહિ બાબરા, એને જવા દે, એને યુદ્ધના મેદાનમાં રોળજે, અહીં નહિ.'

'મહારાજ જયસિંહદેવ, સિદ્ધરાજ.' આનકરાજ ચાહમાન ઊઠ્યો; 'પાટણની ગાદીનો ખરો હકકદાર તો સોમ છે, ત્યાગભટ્ટ નહિ. આ મંત્રીઓ ભલે ચૂપ રહે, હું કંઈ ચૂપ રહેવાનો નથી અને આ તમારા બાબરાનો કોઈ ભય મને

નથી. હું એક હકકદારનો હક્ક માગી રહ્યો છું.”

‘નિર્ણય તમે સાંભળી લીધો છે ચૌહાણરાજ, સિધ્ધરાજ જયસિંહ નિર્ણય એક જ વખત લે છે, બે વખત નહિ!’ સિધ્ધરાજે કહ્યું.

‘તો સાંભળી લો મહારાજ જયદેવ, તમે પણ સાંભળી લો અને આ તમારું મંત્રીમંડળ પણ સાંભળી લે’ આનકરાજનો પ્રચંડ દેહ મેઘશ્યામ વાદળની જેમ ઝળૂંબ્યો; ‘ત્યાગભટ્ટ અને પાટણના સિંહાસન વચ્ચે ચાહમાનોની હજારો સમશેરોનું વૃંદ ઊભું હશે! લોહીની એક નદીને પાર કર્યા સિવાય ત્યાગભટ્ટ પાટણના સિંહાસને પહોંચી નહિ શકે!’

‘ચૌલુકયોએ બલોયાં નથી પહેર્યાં, આનકરાજ!’ જયદેવે સિંહગર્જના કરી.

‘ચાહમાનોની સમશેરોનું પાણી ગઈકાલના યુધ્ધમાં તમે ન જોયું મહારાજ!’ આનક હસ્યો, ‘આ કેશવ સેનાપતિને પૂછો કે ચાહમાનોએ કાલે કેવુંક રણ ખેલ્યું! આ અમારા નડૂલના અશ્વરાજને પૂછો કે એમણે કાલે કેવુંક રણ ખેલ્યું?’

‘આનકરાજ.’ સિધ્ધરાજે કહ્યું, એની વાણીમાં ભારોભાર ગૌરવ હતું; ‘આપણે ક્ષત્રિયોને વળી આ વાણીવિલાસ શું? ચૌલુકયો અને ચાહમાનો તો વરસોથી લડતા આવ્યા છે. ભલે, તમને જ્યારે સમરાંગણની ઇચ્છા થાય ત્યારે મને કહેવરાવજો.’

વંશ હોત તો મેં એને ક્યારનોય ધમરોળી નાખ્યો હોત. મા, તમે જાણો છો કે કનોજ વિશાળ છે, સામ્રાજ્ય છે, કનોજ બળવાન છે, પણ કનોજ ચક્રવર્તી નથી, કારણ કે કનોજ પાસે દિલ્હી નથી.'

કાંચનશિલા વિચારમાં પડી ગઈ. જયચંદ્રની વાત સ્પષ્ટ હતી અને સત્ય હતી. વિદેશીઓ અને ભારતની સિમાંતે આવેલ રાષ્ટ્રો દિલ્હીને જ ભારતનું હાર્દ સમજતા હતા.

'મા.' જયચંદ્રે માતાને વધુ ગૂંચવી મૂકી; 'શાહબુદ્દીન ઘોરીએ ગુજરાત ઉપર આક્રમણ શરુ કરી દીધું છે, એની તમને જાણ હશે જ. ઘોરીનું નિશાન ગુજરાત નથી પણ સોમનાથ છે. ગઝનવીની માફક ઘોરી પણ સોમનાથને તોડવા માગે છે, એને સોમનાથની અઢળક સંપત્તિ લૂંટવી છે, ધનના ઢગલામાં આળોટતા ગુજરાતને લૂંટવું છે. શા માટે ? ખબર છે મા ?'

પ્રશ્નસૂચક નજરે કાંચનશિલા પુત્રના ચહેરાને જોઇ રહી.

'ઘોરીને સોમનાથ લૂંટવું છે, ગુજરાતની અઢળક સંપત્તિ મેળવવી છે, કારણકે એને એક મહાબળવાન સેના અને વિપુલ શસ્ત્રાગાર ઊભો કરવો છે. શા માટે એને વિશાળ સૈન્ય ઊભું કરવું છે ? જાણો છો માતાજી ! એને દિલ્હી જીતવું છે. ભારતવર્ષનું હૃદય જીતવું છે. ફક્ત આટલી જ મુરાદ ઘોરીની નથી, એને દિલ્હી લૂંટવું કે જીતવું નથી. દિલ્હીમાં અફઘાન સત્તાનો પગદંડો જમાવવાની એની મહત્ત્વાકાંક્ષા છે.'

'પણ ગુજરાત ? ગુજરાતને એ શી રીતે જીતી શકશે ?' ગુજરાતમાં તો લોઢાના ચણા છે ?' કાંચનશિલાએ કહ્યું.

'ગુજરાત અપરાજીત મનાતું હતું, સિદ્ધરાજ જયસિંહના સમયમાં અને કુમારપાળના શાસનકાળમાં. ગુજરાતમાં અત્યારે ખૂનરેજી ચાલે છે..... જાણો છો માતાજી ?'

કાંચનશિલાએ માથું ધૂણાવ્યું.

'ગુર્જરેશ્વર અજયપાળ સોલંકીની હત્યા થઇ ચૂકી છે !'

'હત્યા ! ગુર્જરેશ્વરની હત્યા !'

'એ બધું બની ચૂક્યું છે મા, ગુજરાતની ધૂરા હાલ નાયિકાદેવીના હાથમાં છે, એનો પુત્ર ભીમ બળવાન છે, પણ કિશોર છે એટલે જ ઘોરી ગુજરાત ઉપર જાય છે. ગઝનવીની માફક એ ગુજરાતની વીરશ્રીને ધમરોળશે અને સોમનાથ તોડશે, કારણકે ગુજરાતની રાજ્યનૌકા અસ્થિર છે.'

'તારી વાત સાચી છે, હું સમજું છું.' કાંચનશિલાએ કહ્યું; 'પણ શું એ વાત સાચી કે સુલતાન ઘોરી દિલ્હી ઉપર ચડી આવશે ?'

'એ સવાલ સમયનો જ છે.' જયચંદ્રે કહ્યું; 'આપણાં ચરપુરુષો દ્વારા પ્રાપ્ત માહિતી પ્રમાણે એનું દિલ્હી ઉપરનું આક્રમણ નિશ્ચિત છે. દિલ્હીમાં સ્થિર થયા પછી જ એ ભારતવર્ષને ગળવા માંડશે. સપ્તસિંધુથી બંગ સમુદ્ર સુધી ફક્ત 'અલ્લા હો અકબર' જ સંભળાશે. ઘોરી શઠ છે, એ ગણતરીબાજ છે, કયારે કોના ઉપર આક્રમણ

કરવું એની ગણત્રી એની પાસે છે.’

કાંચનશિલા પરરાષ્ટ્રોની હિલચાલનું બયાન સાંભળી રહી.

‘માતાજી.’ જયચંદ્રે વિનમ્ર સ્વરે કહ્યું, ‘મને મળેલી માહિતી પ્રમાણે માતામહ પોતાનું દિલ્હી અને તુંવાર રાજ્ય પૃથ્વીરાજને આપવા માગે છે, પણ પૃથ્વીરાજ તો બાળક છે. એ દિલ્હીને બે દિવસ પણ નહિ સાચવી શકે.’

‘તને માહિતી મળી છે એનો મતલબ શો ?’ કાંચનશિલાએ પૂછ્યું.

‘આ બધી ગુપ્ત માહિતીઓ હોય છે મા, ચરપુરુષો આ એકઠી કરે છે.’ જયચંદ્રે કહ્યું; ‘ગહડવાલોનું જાસૂસી-તંત્ર ખૂબ જ સબળ છે અને દિલ્હીના આપણા માતામહ અનંગપાળ તુંવારના રાજમહેલ સુધી એ ફેલાઈ ચૂક્યું છે, પણ આપણે એ વાતની સાથે મતલબ નથી. મારો સવાલ ફક્ત એટલો જ છે કે જો માતામહ દિલ્હી પૃથ્વીરાજને સોંપે તો પૃથ્વીરાજ એ સંભાળી શકશે ? ચૌહાણો એ નહિ સંભાળી શકે, પણ રાઠોડો એ અવશ્ય સંભાળી શકશે.’

‘ચૌહાણો કેમ ન સંભાળી શકે ?’ કાંચનશિલાએ પૂછ્યું: ‘પૃથ્વીરાજના પિતા અને તારા માસા સોમેશ્વરદેવ વીરવર છે.’

‘હશે, પણ અત્યારે તો માસાજી ગુજરાતના ભીમદેવ સાથે આથડી પડવાની તૈયારીમાં છે.’

‘સોમેશ્વર ગુજરાતને પરાસ્ત કરી શકશે, જયચંદ્ર ?’ કાંચનશિલાએ પૂછ્યું.

'અસંભવ. ગુજરાતનો રાજા કિશોરવયનો છે, પણ ભારે મહત્ત્વાકાંક્ષી છે. ભીમદેવની માતા નાયિકાદેવી સાક્ષાત રણદુર્ગા છે. ભીમનું જે રીતે ઘડતર થયું છે એ જોતાં માસા સોમેશ્વરની હાર નિશ્ચિત છે.'

'ગુજરાત કોની સાથે લડશે સોમેશ્વરજી સાથે કે ઘોરી સાથે?'

'મા, ગુજરાત પાસે તાકાત છે બંનેને પહોંચી વળવાની.' જયચંદ્ર મલક્યો; 'એ એકી સાથે બંને યુદ્ધ નહિ આપે, પણ એક પછી એક એમ બંનેને ઝપટમાં લેશે. તમારી જાણ ખાતર કહું છું કે અત્યારે કનોજ પણ ગુજરાત સાથે સંધિ કરારથી જોડાયેલું છે. ગુજરાતનો મહા-સાંધિવિગ્રહક રુદ્રદેવ અત્યારે અહીં છે અને આપણો સાંધિવિગ્રહક દેવશર્મા અણહિલપુર પાટણમાં છે.'

'આ બધી જ રાજકીય ગૂંચો છે; જયચંદ્ર.' કાંચન-શિલા કંટાળી ગયા; 'તું સ્પષ્ટ વાત કર, તું શું કહેવા માગે છે?'

'મેં તમારી સામે ઉત્તર, મધ્ય અને પશ્ચિમ ભારત-વર્ષની તત્કાલિન પરિસ્થિતિ રજૂ કરી દીધી છે. મારું કહેવાનું એટલું જ છે કે જો માતામહ દિલ્હીની ધૂરા પૃથ્વીરાજને સોંપશે તો મારે આક્રમણ કરવું પડશે.'

'આક્રમણ! દિલ્હી ઉપર! માતામહ ઉપર!'

'રાજનીતિ સંબંધોને નથી ઓળખતી મા!' જયચંદ્રે હવે દૃઢતાથી કહ્યું; 'હું આક્રમણ કરીશ, જો પૃથ્વીરાજના

હાથમાં દિલ્હી જશે તો! કારણ કે હું ઘોરીના હાથમાં દિલ્હી જાય એમ નથી ઇચ્છતો. દિલ્હીમાં જો મહાબળવાન સત્તા અને શાસન હોય તો ઘોરી દિલ્હીથી દૂર રહેશે, પણ જો શાસન નબળું હશે તો એ તુર્ત જ દિલ્હીને ગળી જશે.'

'દિલ્હી ઉપર તું આક્રમણ ન કરી શકે જયચંદ્ર, જો તું એમ કરીશ તો તારો સૌથી પહેલો સામનો હું જ કરીશ.' કાંચનશિલા ગર્જી ઊઠી.

'મા, તમે દિલ્હી જાઓ છો?'

'હા, હું આજે જ દિલ્હી જવાની છું.'

'તો માતામહને સમજાવો કે દિલ્હીને કનોજ સાથે જોડી દે.'

'કેમ! પૃથ્વીરાજનો હક્ક નથી દિલ્હી ઉપર?'

'હક્ક માગનાર પાસે જાળવણીની જવાબદારી હોવી જોઈએ માતાજી!' જયચંદ્ર બોલી ઊઠ્યો; 'દિલ્હી ભારતવર્ષનું કેન્દ્ર છે, હું એને કોઈ પણ ભોગે યવનોના હાથમાં નહિ જવા દઉં અને જો દિલ્હી પૃથ્વીરાજને મળશે તો એ યવનોના હાથમાં જવાનું જ છે આ હકિકત છે. એક રાજકીય હકિકત! પૃથ્વી બાળક છે, બેજવાબદાર છે. જો માતામહ વિપરીત પગલું ભરશે તો મારે લશ્કર દોરવું પડશે.'

'સાંભળ જયચંદ્ર.' કાંચનશિલાએ સ્પષ્ટ વાત કરી; 'દિલ્હી માતામહનું છે, દિલ્હી કોને સોંપવું એ માતામહના મનની વાત છે. માતામહ દિલ્હી પૃથ્વીરાજને સોંપે તો

તારે જરાય નારાજ ન થવું જોઈએ, અને માતામહ તને સોંપે તો પૃથુએ નારાજ ન થવું જોઈએ.'

'માતામહ દિલ્હી પૃથુને જ સોંપશે.'

'તો તારે ચૂપ રહેવાનું.'

'અસંભવ, જો એમ થશે તો ચૌહાણો અને રાઠોડોની સમશેરો અથડાશે.'

'તો હું એ સહન નહિ કરું, હું અવશ્ય માતામહને પક્ષે જ રહીશ.'

'મેં કહ્યું તો ખરું કે રાજનીતિમાં સંબંધોને કોઈ કોઈ સ્થાન નથી.'

'ખેર જયચંદ્ર, હું દિલ્હી જાઉં છું, ત્યાંની પરિસ્થિતિ જોઉં છું, પછી નિર્ણય લઈશ. હું મારી સાથે સંયુક્તાને લઈ જાઉં છું.' કાંચનશિલાએ કહ્યું.

સાત વરસની સંયુક્તાને લઈ કાંચનશિલાનો રથ દિલ્હી તરફ ઉપડ્યો.

સંયુક્તા જયચંદ્ર રાઠોડની પુત્રી હતી. સાત વરસની સંયુક્તાએ પ્રશ્નો પૂછીને દાદીમા કાંચનશિલાને થકવી દીધા.

'પણ હું ત્યાં રમીશ કોની સાથે દાદીમા ?' સંયુક્તાએ પાંચમી વખત પૂછ્યું.

'ત્યાં પૃથુ છે, તારા કરતાં ચાર વરસ મોટો, તું એની સાથે રમજે.'

'પૃથુ ! એવું કેવું નામ, હેં દાદીમા ?'

'એનું નામ પૃથ્વીરાજ છે, એ ચૌહાણ છે સમજી !'

'બાપ.... રે !' સંયુક્તાએ જીભ બહાર કાઢી; 'ચૌહાણો તો ભયાનક હોય છે દાદીમા ! એ લોકો જંગલી હોય છે, રાજરીત એમનામાં નથી હોતી, તેઓ તો બળથી જ કામ લે છે. સાવ અસંસ્કારી !'

કાંચનશિલા સંયુક્તાની વાત સાંભળી ચકિત બની ગયા.

'આ બધું તને કોણે શીખવ્યું ?'

'બાપુજીએ, મારી માતાએ, અને સોમશર્મા પંડિતજીએ !'

સંયુક્તાની આંખોમાં નિર્દોષ ભાવો પારેવાંની જેમ ઊડયા. કાંચનશિલાદેવી સમજી ગયાં કે આ નાનકડી અપ્સરા જેવી કુમારિકાના મનમાં એના મા, બાપ અને ગુરુએ ચૌહાણો પ્રત્યે ધિક્કાર સિવાય અન્ય કશું જ ભર્યું નથી.

સાત વરસની સંયુક્તામાં રૂપ ઘુઘવી રહ્યું હતું, કોઇ તોફાની ઝરણાં જેવું, એકાદ કલ્લોલતું, ઉછળતું, ધસમસતું નાનકડું ઝરણ હોય એવી સંયોગિતા હતી. દાદીમા પૌત્રીને જોઈ રહ્યાં. ઝરણું આગળ જતાં જેમ મહાનદીમાં ફેરવાઈ જાય એમ આ સંયોગિતા પણ નજીકના ભવિષ્યમાં સ્વર્ગની તિલોત્તમા કે મેનકા બની જશે એમાં કોઈ જ શંકા ન હતી એમ દાદીમાને લાગ્યું.

સંયોગિતા ચબરાક હતી, ચપળ હતી, એની નીલરંગી આંખોમાં રત્નાકર ઘુઘવતો, એનો અવાજ દેવમંદિરની સુવર્ણ-ઘંટડી જેવો હતો. એના સપ્રમાણ ગાત્રોમાંથી નર્યું લાવણ્ય જ છલકી જતું હતું.

'સંયુક્તા, તું મોટી થઈશ ત્યારે જરૂર મહારાણી બનીશ.' દાદીમા હસ્યાં.

'મહારાણી !' સંયુક્તાએ માથું હલાવ્યું; 'મહારાણી નહિ બનું તો ચાલશે દાદીમા, મારે તો એવો વર જોઈએ....છે....... !'

સંયોગિતાની આંખોમાં સ્વપ્નો ઘૂઘવ્યા.

દાદીમા કાંચનશિલા પોતાની સ્વપ્નઘેલી પુત્રીને ચકિત બની તાકી રહ્યાં.

'તારે કેવો વર જોઈએ છે, સંયુકતા ?'

'શિવ જેવો, ભગવાન ચંદ્રમૌલી જેવો !' સંયુકતા હજુ પોતાના સ્વપ્નના ઘેનમાં હતી; 'ભગવાન પિનાકપાણિ જેવો પ્રચંડ, સૌમ્ય, સર્વ વિદ્યા વિશારદ, દુર્ધર્ષ અને અપરાજીત !'

'ગાંડી છોકરી.' દાદીમા ખડખડાટ હસ્યાં; 'તું તો પેલા બાણાસુરની કન્યા ઉષા જેવી છે, એવી જ અભિલાષા અને એવું જ રૂપ.'

'ઉષા ! કોણ ઉષા ?'

'બાણાસુર નામનો મહાભારત કાળમાં એક અસૂર સમ્રાટ હતો, એની દીકરીનું નામ ઉષા હતું.'

'મને એ વાર્તા કહો દાદીમા !' સંયુક્તાએ તત્કાળ કહ્યું.

અને દાદીમાએ ઉષા અનિરુધ્ધની વાર્તા માંડી.

વાર્તા કહેવામાં દાદીમા અને સાંભળવામાં પૌત્રી એવાં તલ્લિન બની ગયાં કે દિલ્હી ક્યારે આવ્યું એની

ખબર જ ન રહી.

કર્પૂરદેવી અને કાંચનશિલા બન્ને બહેનો ભેટી પડી. વૃદ્ધ અનંગપાળ તુંવાર અને મહારાણી કુટુંબમેળો જોઈ રાજી રાજી થઈ ગયાં. કાંચનશિલાએ સંયુક્તાને કહ્યું; 'જો આ પૃથુ છે અને આ છે પૃથા, અને આ હરિ. તું એમની સાથે રમીશ તો મઝા આવશે.'

કર્પૂરદેવી સાંભર અને અજમેરપતિ સોમેશ્વર ચૌહાણની મહારાણી હતી. એને બે પુત્રો હતા, મોટો પૃથુ અને નાનો હરિ, એક પુત્રી પણ હતી પૃથા નામની.

સંયુક્તાએ પૃથુને જોયો. અગિયાર વરસનો પૃથુ વીસ વરસનો લાગતો હતો. એના સ્નાયુઓ લોખંડી હતા, આંખો લાંબી અને તલવારની ધાર જેવી, છાતી વિશાળ અને લાંબા, ઠેઠ ગોઠણને અડી જતા હાથ. સંયુક્તા ચકિત બની ગઈ.

'તમે ચૌહાણ છો ?' એણે પૃથ્વીરાજને પૂછ્યું.

'ચૌહાણ !' પૃથ્વીરાજ હસ્યો, એનું હાસ્ય સંયુક્તાને ઘેલું લગાડી ગયું; 'અરે, મારી સાત પેઢી શું એકોતેર પેઢી ચૌહાણ છે !'

'તમે હસો છો એ મને બહુ ગમે છે.' સંયુક્તા સહજભાવે બોલી ઊઠી.

'હું ક્યારેય રડ્યો નથી, મતલબ, હું રડ્યો હોઉં એવું મને યાદ નથી.'

'કોઈ તમને દુ:ખ આપે, કોઈ પીડા આપે તો

શું તમે ન રડો?'

'દુઃખ! દુઃખ કે પિડામાં રડવાનું ન હોય, દુઃખ અને પિડાને સહન કરવાની હોય. ચૌહાણો પિડાથી ન ડરે, એને આત્મસાત્ કરી લે.'

'તમને તલવાર ચલાવતાં આવડે છે?' સંયુક્તાએ પૂછ્યું.

'મારો એક મિત્ર છે, ત્યાં અજમેરમાં.' પૃથ્વીરાજે કહ્યું; 'ચંડ પૂડીર એનું નામ છે, અમે એને ચામુંડ પણ કહીએ છીએ. એ સોળ વરસનો છે, પણ એક શત યોધ્ધાઓને એ પોતાની અસિથી રોકી રાખે છે. અમે બંને એક દિવસ દ્વંદ્વયુધ્ધમાં ઉતરેલા અને ચંડ–ચામુંડ હાંફી ગયેલો, પછી એની અસિના બે ટુકડા થઇ ગયા.'

'આહા!' સંયુક્તાનું મુખ પહોળું થઇ ગયું; 'તમે.... તમે અપરાજીત છો કે શું? દુર્ધર્ષ અને અજેય, ભગવાન પિનાકપાણિ જેવા!'

પૃથ્વીરાજના ચહેરા ઉપર હાસ્ય પ્રગટ્યું, એણે નજીક આવી સંયુક્તાના કાનમાં કહ્યું, 'હું તને ગમું છું, સંયુકતા?'

'મારી તમામ અભિલાષા હું તમારામાં જોઉં છું,' સંયુક્તાની ફુલ્લ–પ્રફુલ્લ આંખોમાં વિદ્યુત ચમકી; 'મારા સ્વપ્નોને હું આકાર થતાં અનુભવી રહી છું.'

'હું તને જરૂર મારી મહારાણી બનાવીશ, અજમેરના સિંહાસન ઉપર આપણે સાથે બેસીશું.' પૃથ્વીરાજે સંયુક્તાની હથેલી ઉપર પોતાની હથેલી મૂકી; 'મારો કોલ છે,

ખબર જ ન રહી.

કર્પૂરદેવી અને કાંચનશિલા બન્ને બહેનો ભેટી પડી. વૃધ્ધ અનંગપાળ તુંવાર અને મહારાણી કુટુંબમેળો જોઈ રાજી રાજી થઈ ગયાં. કાંચનશિલાએ સંયુકતાને કહ્યું; 'જો આ પૃથુ છે અને આ છે પૃથા, અને આ હરિ. તું એમની સાથે રમીશ તો મઝા આવશે.'

કર્પૂરદેવી સાંભર અને અજમેરપતિ સોમેશ્વર ચૌહાણની મહારાણી હતી. એને બે પુત્રો હતા, મોટો પૃથુ અને નાનો હરિ, એક પુત્રી પણ હતી પૃથા નામની.

સંયુક્તાએ પૃથુને જોયો. અગિયાર વરસનો પૃથુ વીસ વરસનો લાગતો હતો. એના સ્નાયુઓ લોખંડી હતા, આંખો લાંબી અને તલવારની ધાર જેવી, છાતી વિશાળ અને લાંબા, ઠેઠ ગોઠણને અડી જતા હાથ. સંયુક્તા ચકિત બની ગઈ.

'તમે ચૌહાણ છો?' એણે પૃથ્વીરાજને પૂછ્યું.

'ચૌહાણ!' પૃથ્વીરાજ હસ્યો, એનું હાસ્ય સંયુક્તાને ઘેલું લગાડી ગયું; 'અરે, મારી સાત પેઢી શું એકોતેર પેઢી ચૌહાણ છે!'

'તમે હસો છો એ મને બહુ ગમે છે.' સંયુક્તા સહજભાવે બોલી ઊઠી.

'હું કયારેય રડયો નથી, મતલબ, હું રડયો હોઉં એવું મને યાદ નથી.'

'કોઈ તમને દુઃખ આપે, કોઈ પીડા આપે તો

શું તમે ન રડો ?'

'દુઃખ! દુઃખ કે પિડામાં રડવાનું ન હોય, દુઃખ અને પિયને સહન કરવાની હોય. ચૌહાણો પિડાથી ન ડરે, એને આત્મસાત્ કરી લે.'

'તમને તલવાર ચલાવતાં આવડે છે?' સંયુક્તાએ પૂછ્યું.

'મારો એક મિત્ર છે, ત્યાં અજમેરમાં.' પૃથ્વીરાજે કહ્યું; 'ચંડ પુંડીર એનું નામ છે, અમે એને ચામુંડ પણ કહીએ છીએ. એ સોળ વરસનો છે, પણ એક શત યોધ્ધાઓને એ પોતાની અસિથી રોકી રાખે છે. અમે બંને એક દિવસ દંદ્વયુદ્ધમાં ઉતરેલા અને ચંડ–ચામુંડ હાંફી ગયેલો, પછી એની અસિના બે ટુકડા થઈ ગયા.'

'આહા!' સંયુક્તાનું મુખ પહોળું થઈ ગયું; 'તમે.... તમે ગાપલાદ્દન છો કે શું? દુર્ધર્ષ અને અજેય, ભગવાન પિનાકપાણિ જેવા!'

ખબર જ ન રહી.

કર્પૂરદેવી અને કાંચનશિલા બન્ને બહેનો ભેટી પડી. વૃદ્ધ અનંગપાળ તુંવાર અને મહારાણી કુટુંબમેળો જોઈ રાજી રાજી થઈ ગયાં. કાંચનશિલાએ સંયુકતાને કહ્યું; 'જો આ પૃથુ છે અને આ છે પૃથા, અને આ હરિ. તું એમની સાથે રમીશ તો મઝા આવશે.'

કર્પૂરદેવી સાંભર અને અજમેરપતિ સોમેશ્વર ચૌહાણની મહારાણી હતી. એને બે પુત્રો હતા, મોટો પૃથુ અને નાનો હરિ, એક પુત્રી પણ હતી પૃથા નામની.

સંયુક્તાએ પૃથુને જોયો. અગિયાર વરસનો પૃથુ વીસ વરસનો લાગતો હતો. એના સ્નાયુઓ લોખંડી હતા, આંખો લાંબી અને તલવારની ધાર જેવી, છાતી વિશાળ અને લાંબા, ઠેઠ ગોઠણને અડી જતા હાથ. સંયુક્તા ચકિત બની ગઈ.

'તમે ચૌહાણ છો?' એણે પૃથ્વીરાજને પૂછ્યું.

'ચૌહાણ!' પૃથ્વીરાજ હસ્યો, એનું હાસ્ય સંયુક્તાને ઘેલું લગાડી ગયું; 'અરે, મારી સાત પેઢી શું એકોતેર પેઢી ચૌહાણ છે!'

'તમે હસો છો એ મને બહુ ગમે છે.' સંયુક્તા સહજભાવે બોલી ઊઠી.

'હું કયારેય રડયો નથી, મતલબ; હું રડયો હોઉં એવું મને યાદ નથી.'

'કોઈ તમને દુઃખ આપે, કોઈ પીડા આપે તો

શું તમે ન રડો?'

'દુઃખ! દુઃખ કે પિડામાં રડવાનું ન હોય, દુઃખ અને પિડાને સહન કરવાની હોય. ચૌહાણો પિડાથી ન ડરે, એને આત્મસાત્ કરી લે.'

'તમને તલવાર ચલાવતાં આવડે છે?' સંયુક્તાએ પૂછ્યું.

'મારો એક મિત્ર છે, ત્યાં અજમેરમાં.' પૃથ્વીરાજે કહ્યું; 'ચંડ પૂડીર એનું નામ છે, અમે એને ચામુંડ પણ કહીએ છીએ. એ સોળ વરસનો છે, પણ એક શત યોધ્ધાઓને એ પોતાની અસિથી રોકી રાખે છે. અમે બંને એક દિવસ દ્વંદ્વયુધ્ધમાં ઉતરેલા અને ચંડ–ચામુંડ હાંફી ગયેલો, પછી એની અસિના બે ટુકડા થઇ ગયા.'

'આહા!' સંયુક્તાનું મુખ પહોળું થઈ ગયું; 'તમે.... તમે અપરાજીત છો કે શું? દુર્ઘર્ષ અને અજેય, ભગવાન પિનાકપાણિ જેવા!'

પૃથ્વીરાજના ચહેરા ઉપર હાસ્ય પ્રગટ્યું, એણે નજીક આવી સંયુક્તાના કાનમાં કહ્યું, 'હું તને ગમું છું, સંયુકતા?'

'મારી તમામ અભિલાષા હું તમારામાં જોઉં છું,' સંયુક્તાની ફુલ્લ–પ્રફુલ્લ આંખોમાં વિદ્યુત ચમકી; 'મારા સ્વપ્નોને હું સાકાર થતાં અનુભવી રહી છું.'

'હું તને જરૂર મારી મહારાણી બનાવીશ, અજમેરના સિંહાસન ઉપર આપણે સાથે બેસીશું.' પૃથ્વીરાજે સંયુક્તાની હથેલી ઉપર પોતાની હથેલી મૂકી; 'મારો કોલ છે,

વાંધો લઈ શકું કે ન તો કર્પૂર લઈ શકે. ન તો જયચંદ્ર લઈ શકે કે ન તો પૃથુ લઈ શકે.'

'જયચંદ્ર !' અનંગપાળ બબડયા; જયચંદ્ર નિખાલસ નથી. કાંચન, એ રાજપુરુષ છે, કૂટનીતિજ્ઞ છે, પણ યોદ્ધો નથી અને પૃથુ !' અનંગપાળના ચહેરા ઉપરની કરચલીઓ સળવળી ઊઠી; 'એના ધનુષ્યનો ટંકાર સમરવિજયી છે, એ રસિક પણ છે અને સમરકેસરી પણ. એનામાં ચક્રવર્તી બનવાના તમામ ગુણો છે.'

'તમે તમારો નિર્ણય જણાવો બાપુ.' કાંચનશિલાએ કહ્યું; 'તમારો નિર્ણય અમે બન્ને બહેનો પ્રાણાંતે પણ પાળશું.'

'હું મારું દિલ્હી પૃથુને સોંપીશ.'

'ભલે બાપુ.' કાંચનશિલાએ કહ્યું; 'તો હવે કનોજના આક્રમણની, એના ધસારાને પહોંચી વળવાની તૈયારી પણ કરવી પડશે.'

'આક્રમણ ? કોણ આક્રમણ કરશે ?' અનંગપાળની આંખો પહોળી થઈ ગઈ.

'જયચંદ્ર.' કાંચને શાંતિથી કહ્યું; 'જયચંદ્ર રાઠોડ સેના સાથે દિલ્હીને ધ્વસ્ત કરવા ધસી આવશે.'

'તું શું કહે છે કાંચન ?' મહારાણી બોલી ઊઠયાં.

'હું સાચું કહું છું મા.' કાંચનશિલાએ કહ્યું, 'હું મારા પુત્રને ઓળખું છું. આપણે એને યુધ્ધ આપવું પડશે.'

'આપણે એટલે ?' કર્પૂરદેવીએ પૂછયું, 'આપણે એટલે તમે પણ ?'

'રાઠોડ સેનાની સામે સૌથી પહેલી તલવાર હું ઉગામીશ.' કાંચનશિલાનો ધનુષ્યના ટંકાર જેવો અવાજ ગાજ્યો; 'કર્પૂર, તું સોમેશ્વરને કહેજે કે અજમેરથી ચૌહાણોને મોકલે, જયચંદ્રના દાંત ખાટા થઇ જાય એવું યુદ્ધ આપવું છે.'

'પણ, બહેન....બહેન....તમે પુત્રની સામે રણે ચઢશો ?'

કાંચન ખડખડાટ હસી; 'કર્પૂર, થોડા દિવસ પહેલાં જયચંદ્રે એક વાક્ય મને કહેલું કે રાજનીતિ સંબંધોને ઓળખતી નથી.'

વૃદ્ધ અનંગપાળે માથું હલાવ્યું; 'જયચંદ્રની વાત નવી નથી, એ વાક્ય તો પેલા મહાશઠ, મહાપ્રપંચી, કૂટનીતિજ્ઞ ચાણક્યનું છે. ભલે, ભલે જયચંદ્ર આવે, તુંવારોએ બલોયાં નથી પહેર્યાં.'

'બાપુ.' કર્પૂરદેવી બોલી ઊઠી; 'આ કુટુંબકલહ છે, એક ઘર્ષણ છે, યુદ્ધથી કુટુંબક્ષય થશે. મારું માનો તો હાલને તબક્કે તમે રાજ્યના ઉત્તરાધિકારીની વાત પાછળ ઠેલી દો.'

'ઘર્ષણ તો વહેલુંમોડું થવાનું જ છે, કર્પૂર!' કાંચનશિલાએ કહ્યું.

'વહેલું નહીં, મોડું ભલે થાય, વિપત્તી અને ઘર્ષણને દૂર ઠેલવામાં પણ શાણપણ છે બાપુ, અને હજુ તો યુદ્ધો માથે ગાજે છે. યવન ઘોરીશાહ ત્યાં સિંધુ તટે ગર્જે છે.'

'કર્પૂરની વાત વિચારવા જેવી છે, કાંચન!'

અનંગપાળ બોલ્યા.

'ઘોરી ત્રાટકશે બાપુ, ચોક્કસ ત્રાટકશે, નજીકના ભવિષ્યમાં ત્રાટકશે.' કર્પૂરદેવીએ કહ્યું; 'બળ-શક્તિ ત્યારે કેન્દ્રિત હશે તો જ એને ધૂળ ચાટતો કરી શકાશે. અત્યારે સૌથી વધુ જરૂર શક્તિને કેન્દ્રિત કરવાની છે.'

'ભલે, તો હવે તું તારે સાસરે જા બેટા.' અનંગપાળે કહ્યું; 'હાલ આ વાતને અહીં જ દાટી દેવામાં આવે છે.'

કર્પૂરદેવી પોતાના બાળકો સાથે અજમેર રવાના થઇ ગયા.

'બાપુ.' કાંચને કહ્યું; 'હું અહીં જ રહેવાની છું; તમારી સાથે.'

'તું તારા દિકરા સાથે ઝઘડીને તો નથી આવીને?' અનંગપાળે પૂછ્યું.

'બાપુ, રાજનીતિ સંબંધોને નથી ઓળખતી. મારે મારા બાપનું દિલ્હી જાળવવું છે. મારે રાઠોડોની સમશેરનું પાણી ઉતારવું છે.'

ગુપ્તચરો દ્વારા જયચંદ્રને દિલ્હીની વાતો મળી ત્યારે એ મલકયો. એ ચતુર હતો, સમજી ગયો કે ઘોરીના યવન આક્રમણને ખાળવા માટે જ અનંગપાળ તુંવારે પોતાનો નિર્ણય જાહેર નથી કર્યો, પણ તુંવારનો નિર્ણય અફર છે અને દિલ્હી પૃથુને જ મળવાનું છે. એણે

તુર્ત જ ગુજરાતના સાંધિવિગ્રહકને બોલાવ્યો;

'ગુર્જરેશ્વર ભીમદેવને કહો કે યવન આક્રમણ થાય એ પહેલાં ચૌહાણોને રોળી નાખે.'

'એમ થઈ શકે ખરું, પણ ગુજરાત અજમેર સાથે યુધ્ધમાં હોય અને ત્યારે જ યવનસેના ગુજરાત ઉપર આવે તો ?'

'નહિ આવે.' જયચંદ્રે કહ્યું; 'આવશે તો રાઠોડોની સમશેરોના વન વચ્ચે ઊભા હશે.'

માથું હલાવી સાંધિવિગ્રહક પાટણ તરફ ઉપડ્યો.

૩

# રૂપાંગના

**ક્યા**રેક કોઇ પ્રસંગ, કોઈ ઘટના એવી બની જાય છે કે માણસનું જીવન-પરિવર્તન થઇ જાય છે, જેમકે વાલ્મિકી, જેમકે ભર્તૃહરિ, જેમકે બુધ્ધ. ઇતિહાસમાં પણ ક્યારેક કોઇ એવી ઘટના બનતી જોવા મળે છે કે જેનાથી સામ્રાજ્યોની ઉથલપાથલ થઇ જાય છે.

જયચંદ્ર ગહડવાલે ગુજરાતના સાંધિવિગ્રહકને પાટણ તો દોડાવ્યો, પણ એ દરમિયાનમાં એક એવી ઘટના બની કે જેનાથી જાણે જયચંદ્રના મોઢામાં સાકર આવી પડી.

અજમેરમાં સામંતો અને રાવ-રાણાઓના આગ્રહથી સોમેશ્વર ચૌહાણે ભારતભરના ચૌહાણ કૂળોને અજમેરમાં નિમંત્ર્યા. ચૌહાણોની શાખા, પ્રશાખાઓ અનેક હતી. કવિવર ચંદના 'રાસા' પ્રમાણે કુલ છત્રીસ જાતીના ચૌહાણો હતા. આ તમામને સોમેશ્વરે બોલાવ્યા. વારાણસીથી વિદ્વાન, કર્મકાંડી બ્રાહ્મણોને તેડવા એકસો અશ્વગાડીઓ રવાના કરી. આબુ ઉપરથી અને ઠેઠ સોમનાથથી પ્રકાંડ પંડિતોને બોલાવ્યા.

પૃથ્વીરાજનો યુવરાજ પદે અભિષેકની તૈયારીઓ તડામાર ઉપડી. સોમેશ્વરે પોતાની પુત્રી પૃથાના વેવિશાળનો વિધી પણ આ પ્રસંગે જ ગોઠવ્યો. સોમેશ્વર દુહિતા પૃથાનું વેવિશાળ ચિત્તોડગઢના મહારાણા અમરસિંહ સાથે થઈ રહ્યું હતું.

કહેવાય છે કે ચૌહાણોની ઉત્પત્તિ અગ્નિકૂંડમાંથી થઈ હતી. કવિવર ચંદના પદ્માનુરાગી 'રાસા' પ્રમાણે આબુ ઉપર વસતા ઋષિકૂળોને જ્યારે રાક્ષસો તરફથી ભય ઉત્પન્ન થયો અને યજ્ઞ-યાગાદી કાર્યોમાં અસૂરો દ્વાર વિઘ્ન પડવા લાગ્યા ત્યારે આ તમામ ઋષિઓએ ભગવાન વશિષ્ઠને રક્ષા પ્રબંધ કરી આપવા વિનંતી કરી. મહામુનિ વસિષ્ઠે આ દ્વિજજનોને યજ્ઞ કરવા કહ્યું. ઋષિજનોએ વિધિપુરઃસર યજ્ઞ કર્યો. આ યજ્ઞમાંથી ચાર પુરુષો ઉત્પન્ન થયા. આ ચાર પુરુષો એ જ ચૌહાણ, પરિહાર, પરમાર, અને સોલંકી. ચાર યજ્ઞપુરુષોએ ચાર દિશા પકડી અને યવનો અર્થાત અસૂરોને આગળ વધતા રોકયા. ચૌહાણ યજ્ઞપુરુષને

અણહલ નામનો પુત્ર થયો. અણહલને અજયપાળ નામનો એક પ્રતાપી પુત્ર થયો. 'રાસા' પ્રમાણે આ અજયપાળે જ અજમેર વસાવ્યું. અજયપાળ પછી ચૌહાણ વંશની શૃંખલા તૂટી પડે છે. ઇતિહાસ કે કવિ ચંદનો 'રાસા' પણ અજયપાળ પછીનું ચૌહાણ વંશનો આંખો ચિતરી બતાવવા અશક્તિમાન છે. આ વંશ શૃંખલા તૂટક તૂટક આગળ વધતાં બાલણના પુત્ર વિશળદેવ ચૌહાણ સુધી પહોંચ્યા પછી અંકોડાબંધ આગળ વધે છે. 'રાસા' પ્રમાણે રાજા વિશળ ચૌહાણ પરાક્રમી જરૂર હતો પણ વિષયાંધ હતો. એણે સરહદ ઉપરથી આવતા યવન આક્રમણોને ખાળ્યા હતા. એક વખત જ્યારે પ્રચંડ અફઘાન યવનો તીડના ટોળાંની જેમ અજમેર ઉપર આવ્યા ત્યારે રાજા વિશળે તમામ રજપુત રાજાઓને લલકાર્યા અને વિદેશી આક્રમણનો સામનો કરવા નિમંત્ર્યા, મંડોવરનો રાજા રામગોર, પાવાગઢપતિ, તુંવારો, મેવાડપતિ મહેશ, ગોહિલો, યાદવો, ગુજ્જરો, વાઘેલાઓ આ તમામ રજપુત નરેશો વિશળદેવના આધિપત્ય નીચે એકઠા થયા અને યવનોને યુધ્ધ આપ્યું. તુમૂલ સંગ્રામ થયો, લોહીની નદી વહી. ઢુંઢ અને માથાંના ઢેર ખડકાયા, અંતે રજપુતો વિજયી થયા અને યવનો નાસી ગયા. આ યુધ્ધમાં ગુજરાતના રાજા ભીમદેવે ભાગ ન લીધો, એટલે એને શિક્ષા કરવા માટે વિશળદેવ ચૌહાણે પોતાનું સૈન્ય ગુજરાત તરફ દોર્યું, વિશળ ચૌહાણે ભાલોડનો કિલ્લો જીતી લીધો, પછી આબુ ઉપર આક્રમણ કરી ગુજરાતના મંડલેશ્વરને તગડી મૂક્યો.

ચૌહાણ સેના હવે પાણીના પૂરની જેમ કચ્છમાં ઉતરી અને કચ્છ જીતી લીધું. કચ્છ વિજય કર્યા પછી વિશળદેવ દ્વારકા આવ્યો અને ત્યાંથી જૂનાગઢ ઉપર ત્રાટક્યો. સોરઠના રા'ને હરાવી એણે સોરઠ વિજય કર્યો. હવે ચૌહાણ સેના અણહિલપુર પાટણ તરફ આગળ વધી. ગુર્જરેશ્વર ભીમદેવ પહેલાએ પોતાના મહાસેનાપતિ બાલુકરાયને છત્રીશ હજારના અશ્વદળ સાથે વિશળ સામે મોકલ્યો.

ચૌહાણો અને સોલંકીઓ વિસનગર પાસે અથડાયા. ખૂનખાર યુદ્ધ બરાબર ત્રણ દિવસ ચાલ્યું. ત્રણ દિવસ પછી સોલંકી સેના લથડી, બાલુકરાયના વ્યૂહો તૂટ્યા. એટલે ભીમદેવના મહામાત્ય દામોદરે વિશળદેવ સાથે સંધિ કરી લીધી. વિશળદેવ ચૌહાણે ત્રણ શરતોએ સંધિ સ્વીકારી. (૧) સોલંકી વંશની કન્યા વિશળદેવને મળે (૨) ભીમદેવનો પાટવી કર્ણ અજમેર આવી રહે અને (૩) યુદ્ધના સ્થળે વિશળદેવના નામ ઉપરથી એક નગર વસે.

આ પ્રમાણે ગુર્જરવિજય કરી વિશળદેવ અજમેર પાછો ફર્યો. અહીં સુધી ચૌહાણ વંશની વાત બરાબર ચાલે છે, પણ પછી દંતકથાઓના આધારે આગળ વધે છે. કહેવાય છે કે રાજા વિશળદેવ અત્યંત લંપટ બની ગયેલો. કુમારિકાઓનું શિયળ ભયમાં આવી પડ્યું. રાજા વિષયવાસનામાં પાગલ બની ગયો, છેવટે એ માણસાઈ ચૂકી રાક્ષસ બની ગયો અને માણસખાઉં વાઘ બની બેઠો. કહેવાય છે કે માણસના માંસ સિવાય એ ભોજન ન લેતો.

વિશળદેવનું મૃત્યુ દયનિય હતું. છેવટે એ પાગલ બની જંગલમાં ભટકી મૃત્યુ પામ્યો, એની લાશને અગ્નિ-દાહ ન મળ્યો. વિશળદેવના અવસાન પછી એનો પુત્ર સારંગદેવ કે જેનો ઉછેર સાંભરના દુર્ગપતિ કિરપાળ અથવા કીર્તિપાળે કર્યો હતો એ સાંભરના દુર્ગમાં અભિષિક્ત થઈ અજમેરનું રાજ્ય સંભાળવા લાગ્યો. સારંગદેવના લગ્ન દેવરાજ રાઓલની કન્યા ગૌરી સાથે થયા હતા. કવિવર ચંદે આ ગૌરીના રૂપનું વર્ણન અસ્સલ કવિબાનીમાં કર્યું છે. એ પશ્ચિમની હતી, અત્યંત રૂપવતી હતી.

સારંગદેવના પછી સાંભર, અને અજમેરની ગાદીએ એનો પુત્ર આનો અથવા આનકરાજ અથવા આનંદદેવ આવ્યો. એ ચંડ હતો, મહાબાહુ હતો. ગૂર્જરેશ્વર સિધ્ધ-રાજની પુત્રી કાંચનદેવી, અને સિધ્ધરાજ પછીના ગુર્જરેશ્વર કુમારપાળની બહેન એમ બે ગુર્જર કન્યાને એ પરણેલો. સોલંકીઓ સાથે ચૌહાણોને પરાપૂર્વથી વેર ચાલ્યું જ આવતું હતું. આનકરાજ પ્રથમ સિધ્ધરાજ સાથે આથડયો અને હાર્યો, પછી કુમારપાળ સાથે અથડાયો અને ભૂંડે હાલે હાર્યો.

આનકરાજ પછી અજમેરનું સિંહાસન એના પુત્ર સોમેશ્વરે સંભાળ્યું. સોમેશ્વર વીર હતો, ધીર પણ હતો. સિધ્ધરાજ જયસિંહ પછી ગુજરાતનું સિંહાસન પોતાને જ મળવું જોઇએ એમ એ માનતો હતો, કારણ કે એ સિધ્ધરાજની દીકરીનો દીકરો હતો, માટે મહદ્ અંશે

હક્કદાર હતો, પણ ગુજરાતનું રાજકારણ વિચિત્ર હતું. મંત્રીશ્વરો ત્યાં સર્વસત્તાધિશ હતા. પરિણામે ગૂર્જરપતિ કુમારપાળ બન્યો અને સોમેશ્વર ચૌહાણ ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યો.

સોમેશ્વર ચૌહાણના લગ્ન દિલ્હીપતિ અનંગપાળ તુંવારની પુત્રી કર્પૂરદેવી સાથે થયા હતા.

વિક્રમાર્ક સંવત ૧૨૧૫ (ઈ.સ. ૧૧૫૯) માં કર્પૂરદેવીની કૂખે પૃથ્વીરાજનો જન્મ થયો. 'રાસા'માં ચંદે પૃથ્વીરાજની જન્મતિથિ નીચે પ્રમાણે આપી છે.

दुहा

एकादससे पंचदह, विक्रम संवत साज,
तिहिरिपुपूर जयहरन भयो राज पिथुराज.

पद्धरी

संवत इक्कदश पंचअग्ग, वैशाख तृतीया पख कृष्णलग्ग
उषा प्रकाश इक घरियराति पल तीस अंशत्रय वलजाति
गुरुवुधशुक्र परिदसें थान अप्टमे वार शनिफलविधान.

'રાસા'માં ચંદે આપેલી સંવત–ઇતિહાસ ક્રમ, ઈતિહાસ ઘટનાઓ, અને ઈતિહાસ પ્રસંગો સાથે કેમેય મેળ ખાતી નથી. શક્ય છે કે પૃથ્વીરાજનો જન્મ અક્ષયતૃતિયાને દિવસે થયો હોય, પણ સંવત–વરસ સર્વથા સામાન્ય ઠરે છે.

પૃથ્વીરાજના યુવરાજપદે અભિષેકના પ્રસંગે રજપુતવીરોથી અજમેર ઉભરાઇ ગયું. સોમેશ્વરે નગરને ખૂબ જ

શણગાર્યું, બ્રાહ્મણોને છૂટે હાથે દાન આપ્યું, કવિજનોને ન્યાલ કરી દીધા. અજમેરમાં મહોત્સવ મંડાયો. નાટકો, નૃત્યો, સંગીત, વાદ્ય, મલ્લયુદ્ધો, પટાબાજીઓ, પ્રહસનો જોઈજોઈને પ્રજા ગાંડીતૂર બની ગઈ. છત્રીસ જાતના ચૌહાણો આ પ્રસંગે અજમેરમાં ઉપસ્થિત રહ્યા. ચંદના 'રાસા' પ્રમાણે આ છત્રીસ ચૌહાણો – ચૌહાણ શાખા પ્રશાખાઓ નીચે પ્રમાણે હતી.

: छप्पय :

रवि शशि जादव वंश, कोकरथ परिमार सदाघर
चहुआण, चालुक्य, चंद, सेलार, अभियर,
दोयमत, मकवाण, गरुअगोह, गोहेलपत,
चापोत्कट, परिहार, रावराठोड सुरोसजुत;
देवडा, टांक, सिंव, अनंग, पोतक, पडिहार, दधिखट,
कारटपाल, कट्टपाल, हन, हरितक, गारे, कमाख मट.

दुहो

ध्यानपालक, निकुंभवर, राजपाल कविनीश,
कालच्छका के आद दे वरने वंस छत्तीस.

સોમેશ્વર ચૌહાણે રાજ્યભંડાર ખૂલ્લો મૂક્યો, ભોજન સમારંભો યોજાયા, યજ્ઞો સંપન્ન થયા, અને અજમેરમાં મહાપર્વ જેવું વાતાવરણ સર્જાયું. સોમેશ્વરે પોતાની પુત્રી પૃથાનું વાગ્દાનવિધિ ચિત્તોડના મહારાણા સમરસિંહ સાથે કર્યું. ચૌહાણો આ રીતે બાપ્પા રાવળના વંશ સાથે જોડાયા.

પંડિતોએ પૃથ્વીરાજને પંચામૃતથી સ્નાન કરાવ્યું,

પછી મહારાજા સોમેશ્વરની પાસે જ બનાવેલાં એક સુવર્ણ-સિંહાસન ઉપર એની પધરામણી કરી, વેદમંત્રોથી આકાશ ગાજી ઊઠ્યું, ચારે તરફ જયજયકાર થયો.

તુર્ત જ વાદ્યો વાગી ઊઠ્યા. એકઠા થયેલા રાજા, મહારાજા, સામંતોએ યુવરાજને ચરણે નજરાણું ભેટ ધર્યું. એકસો એકાવન કુમારિકાઓએ જળકળશથી યુવરાજને અભિષિક્ત કર્યા. એકસો એકાવન નર્તિકાઓએ નૃત્ય આરંભ્યું.

ભરસભામાં, આબુ–ચંદ્રાવતીના નરેશ જેતસી પરમારના પ્રતિનિધિએ ઊભા થઈ કહ્યું: 'હું ચંદ્રાવતી નરેશ જેતસી પરમારની કન્યા ઇચ્છનદેવીનું શ્રીફળ લઈને આવેલ છું. ચંદ્રાવતીના પરમારો ચૌહાણો સાથે સંબંધ બાંધી ગૌરવાંકિત થવા ઇચ્છે છે. યુવરાજ પૃથ્વીરાજ આ શ્રીફળનો સ્વીકાર કરે એટલે વાગ્દાનવિધિ સંપન્ન થયો ગણાશે, અમારી રાજકુમારી ઇચ્છનદેવી ભાગ્યવતી બનશે અને પરમારો–ચૌહાણો વચ્ચે ગાઢ મૈત્રી બંધાશે.'

'ધન્ય......ધન્ય!' ચારે તરફથી અવાજ ઊઠ્યા.

પૃથ્વીરાજે શ્રીફળ સ્વીકાર્યું. સોમેશ્વર બોલ્યા; 'અજીત પરમાર, ચંદ્રાવતી નરેશને કહેજો કે કુમારી ઇચ્છનને ચૌહાણોએ સ્વીકારી છે. આ સંબંધ છે, મૈત્રી છે, પ્રેમ છે, અમે પ્રેમને નીભાવશું, તમે પણ નીભાવજો.'

તુર્ત જ એક તેજસ્વી નવયુવાન ઊભો થયો.

'હું કૈમાસ દહિમા, મારી બહેન શોભાનાદેવીનું

શ્રીફળ યુવરાજ પૃથ્વીરાજને માટે લાવ્યો છું. યુવરાજ મારા મિત્ર અને પરમ સ્નેહી છે. યુવરાજશ્રી આ શ્રીફળ દ્વારા મારી બહેનનો સ્વીકાર કરે એટલે વેવિશાળ વિધિ સંપન્ન બને.'

પૃથ્વીરાજે પોતાના પરમ મિત્ર કૈમાસના હાથમાંથી શ્રીફળ લીધું. 'મહારાજ અને પિતાજી સોમેશ્વરદેવજી અને સામંતો. કૈમાસ મારો પરમ મિત્ર છે. કૈમાસનો નાનો ભાઈ ચંડપૂંડીર મહાબલિષ્ઠ છે, ભારતવર્ષનો એ શ્રેષ્ઠ મલ્લરાજ છે. આ બન્ને ભાઈઓ મને મારી જાત જેટલા જ પ્રિય છે. એમના તરફથી મળેલા શ્રીફળને સત્કારી હું ધન્ય બન્યો છું.'

યુવાન ચૌહાણોએ આ પ્રસંગની યાદ સતત સ્મરણમાં રહે માટે કંઈક કુતુહલ, કંઈક આશ્ચર્યજનક પ્રસંગ ઊભો કરવાનો નિર્ણય કર્યો.

'ચૌહાણ રાજ્યમાં ચંદ્રક્ષય ન હોવો જોઈએ.' વીરવર કૈમાસે કહ્યું; 'આપણે કૃષ્ણપક્ષની રાત્રીઓને ઝળાંહળાં કરી મૂકવી કે જેથી સારોય કૃષ્ણપક્ષ પૂનમ જેવો બની જાય.'

પૃથ્વીરાજને પણ આ વાત ગમી ગઈ અને ચૌહાણોએ ચંદ્રક્ષય મહોત્સવ ઉજવ્યો. 'રાસા' પ્રમાણે તારાગઢના દુર્ગ ઉપર કૃષ્ણપક્ષની રાત્રીઓ દરમિયાન હજારો મશાલો પેટાવવામાં આવતી. સાચુંય તારાગઢ મધ્યાન્હ જેવું બની જવા લાગ્યું. હજારો મશાલો કૃષ્ણપક્ષની રાતે સળગતી અને તારાગઢ અલકાપુરી જેવું દેદિપ્યમાન બની જતું. ચંદ બરદાયીએ

'રાસા'માં આ પ્રકાશનું વર્ણન આપ્યું છે:

दुहा
सात कोशको दुर्ग है ता पर जरत मशाल
सो देखिअ पठान मीर अरु उठिअ दिल झाल.

તારાપુર દુર્ગ સાત કોશ ઊંચો હતો, દુર્ગ જરૂર ઊંચો હશે. પણ સાત કોશ ઊંચો હોય એ સંભવિત નથી. અહીં ફક્ત કવિની કવિતાને જ માણવાની રહે છે, પણ ચૌહાણોના આ વૈભવની વાતો ઠેર ઠેર ચર્ચાવા લાગી. કહેવાય છે કે ગઝનવીના યવન સુલતાને આ 'મશાલ પ્રકાશ' જાણવાનો નિર્ણય લીધો, અને રોશન અલી નામના એક પઠાણને એણે અજમેર મોકલ્યો. અજમેરના 'આનાસાગર' દરવાજે આ રોશનઅલી ફકીરનો સ્વાંગ ધારણ કરીને આવ્યો અને ત્યાં અડિંગો લગાવ્યો. હકિકતે તો રોશનઅલી એક ગુપ્તચર જ હતો, અને ચૌહાણોનું વીરત્વ, એના રીતીરિવાજો, રહેણી-કરણી અને સબળાઈ તથા નબળાઈ જાણી જવા માટે જ આવ્યો હતો. પણ ચૌહાણોએ એને ઓળખી લીધો.

પૃથ્વીરાજના સાળા અને ભારત વિખ્યાત રણયોદ્ધા ચંડપૂંડીરે એને કેદ કર્યો. મહારાજ સોમેશ્વરે, આ ગુપ્ત-ચરના આંગળા કપાવી નાખ્યા અને અજમેર રાજ્યની હદ બહાર તગડી મૂક્યો. કાળઝાળ રોશનઅલીએ ગઝનવીના મીરને અજમેર ઉપર આક્રમણ કરવા ઉશ્કેર્યો.

ચંદ્રનો રાસા કહે છે કે મીરે ખુદાની બંદગી કરી અને 'ખેંગ' નામનો દેવતાઈ અશ્વ મેળવ્યો.

'અજમેર ઉપર સીધું આક્રમણ કરવાનો કંઈ અર્થ નથી, ચૌહાણો રણયોધ્ધા છે અને આપણે ભૂરી રીતે હારશું.' મીરે કહ્યું;

'તો! તો શું કરવું છે?' રોશનઅલી ચિડાઈ ઉઠ્યો.

'રોશનઅલી, ઉતાવળ કરશું તો માર્યા જશું. તમે અને આપણાં સમર્થ સરદારો ઘોડાના સોદાગર બની અજમેર જાઓ, આપણાં હજારો અરબી ઘોડાઓ વેચવા માટે લઈ જાઓ. સાથે 'ખંગ'ને પણ લઈ જાઓ.'

ગઝનવીના સેંકડો સરદારો સોદાગરનો સ્વાંગ ધારણ કરી હજારો અશ્વો લઈ અજમેર આવ્યા. આ સમયે સોમેશ્વર ચૌહાણને અશ્વોની ભારે ખેંચ હતી. અશ્વના સોદાગરો આવ્યા છે જાણી એણે કૈલાસ દહિમાને કહ્યું.

'આપણી અશ્વશાળા માટે અશ્વો ખરીદી લો, સેનાપતિ ચંડ પૂંડીરને સાથે રાખો અને અશ્વ પરીક્ષકો તથા અશ્વ નિપુણાતોને સાથે રાખો.'

કૈમાસે અરબી અશ્વો જોયા, પૃથ્વીરાજને પણ અશ્વો ખૂબ જ ગમ્યા અને ખરીદી લીધા. 'ખંગ' નામનો અશ્વ પૃથ્વીરાજને ખૂબ જ ગમ્યો.

સોદાગરે માથું ધૂણાવ્યું, 'એ અશ્વ વેચવાનો નથી.'

એવામાં એક અશ્વપરીક્ષક ગર્જી ઉઠ્યો; 'યુવરાજજી, આ અશ્વ અપશુકનિયાળ છે, એનામાં ખામીઓ છે, એ કલંકિત છે, આ અશ્વ મફત પણ ન લેવાય.'

પણ પૃથ્વીરાજે એ અશ્વ માટે હઠ પકડી, અઢળક સોના-

મહોરો આપી એણે એ અશ્વ ખરીદી લીધો. અશ્વને જ્યારે હયશાળામાં બાંધવામાં આવ્યો ત્યારે જ અજમેર ધરતીકંપથી ધણધણી ઊઠ્યું, પણ હઠીલો પૃથુ અશ્વને પાછો કાઢવા તૈયાર ન થયો.

બીજી તરફ ગુપ્તચરો મારફત સોદાગરોનો સ્વાંગ ઉઘાડો પડી ગયો. ચૌહાણોએ ગઝનવીના પ્રચંડ, ઉગ્ર અને મહાબળવાન સરદારોને ઘેરી લીધા.

'તાકાતનો મુકાબલો કરવો છે? તો આવો, દ્વંદ્વયુદ્ધ આપો!'

અફઘાન સરદારોએ પોતાના પ્રચંડ, રાક્ષસી, ભીમકાય સરદાર પુસબેગને આગળ કર્યો; 'આ અમારા પુસબેગને દ્વંદ્વયુદ્ધ આપો, આવો, છે કોઈની તાકાત?'

ચંદ પુસબેગનું વર્ણન કરે છે—

" सुज शेखजात पुसबेग नाम मीरां प्रधान पुनि बुध धाम
चालीश दुनजिनि पीठ ढाल चालीश दुन उर कंठमाल
पचाश दुन पहिले कवच पचीश दुन शिरपेच टोपरच
झंबीर पंच दुनको उठार हजार तीर जिनि भाथ सार
कबानकु झुकावते पीर विर दुपद कोशलो लगावत तीर
लगत बान पाषान भेद, रिपुजन जोतजात हरत मेद ।"

યુવરાજ પૃથ્વીરાજે ચૌહાણોને આહ્વાન ઉપાડી લેવા લલકાર્યા. અજમેરની વીરસભામાં પાનનું બીડું ફરવા લાગ્યું.

મહાપરાક્રમી, ઉગ્ર, પ્રચંડ, દુર્ઘર્ષ અને ભિષણ ચામુંડે આ બીડું ઝડપ્યું.

ચામુંડ વીર હતો, અજેય યોદ્ધો હતો. એનું ધનુષ્ય કોઈ ચડાવી શકતું નહિ કે એની ગદાને કોઈ ઉચકી શકતું નહિ. આજાનબાહુ ચામુંડ દેવીનો અનન્ય ઉપાસક હતો. એણે જ ચૌહાણોનું શૌર્ય દિગંતમાં ફેલાવ્યું હતું, એણે જ કનોજના રાઠોડોને ડાર્યા, એણે જ ગુર્જરેશ્વર ભીમદેવને થથરતો રાખ્યો.

ચામુંડ ઉદાર હતો, પરમ શિવભક્ત હતો, મહાભારત-કાળનો વીરવારસો એની પાસે હતો. એ ઉગ્ર પણ હતો અને કોમળ પણ. એનું ચારિત્ર્ય અણીશુધ્ધ હતું. ભારત-વર્ષનો એ સર્વોત્તમ મલ્લરાજ હતો અને ગદાયુધ્ધમાં પારંગત હતો.

ચામુંડનું વર્ણન કરતા ચંદ લખે છે–

पीए दूध मन पंच सेर पेंत्तीश ससकर,
अन्न खाय नवताकडी, और बडो इक बक्कर
कालकूट त्रणसेर, सवामण घृत सु पोखण
कस्तुरी इक सेर दो केसर चोखन
मन चार दधी महिपीतरन आसव इक मटकी भरै
सवापोर दिन चढत हि सिरामनी चामुंड करै

ચામુંડે માતાજીના મંદિરમાં જઇ ચામુંડાનું ધ્યાન ધર્યું. દેવી પ્રસન્ન થયા.

'હું તને શક્તિ આપું છું ભકતરાજ, તારો અવશ્ય વિજય થશે, પણ ચામુંડ હવે આ હિન્દુસ્તાન માટે વસમા દિવસો આવી રહ્યા છે. અહીં તુર્કોનું રાજ્ય સ્થપાશે.'

'અરરર....ર ! એ શું બોલ્યા દેવી ! હિન્દુસ્તાનના રક્ષણ માટે તો હું મારો દેહ પણ ધરી દઈશ.'

'લોહીની નદીઓ વહેશે ચામુંડ ! અને આ દેશ ગુલામ બની જશે. ભાવિ મિથ્યા થતું નથી. રાજપુતો સંપ સાધી શકે એમ નથી. બધાં જ ચક્રવર્તી બનવાની સ્પર્ધામાં ઉતર્યા છે. ઈર્ષા, વૈર, લાલસા અને તેજોદ્વેષથી રાજપુતો હણાઈ જશે.'

બીજે દિવસે પ્રભાતે ચામુંડ દ્વંદ્વયુધ્ધ માટે પુસબેગ સામે આવી ઊભો. ચામુંડની સમશેર વિજળીની જેમ ચમકી. પુસબેગની તલવારે ચામુંડને રક્તથી રંગી નાખ્યો, પણ ભીમ પરાક્રમી ચામુંડે છેવટે પુસબેગને જનોઇવઢ કાપી નાખ્યો.

વીરવર ચામુંડનો જયજયકાર થયો અને અફઘાન સરદારો ભાગી છૂટયા.

આ સમયે જ એક ઘટના બની. ગુર્જરપતિ "અભિનવ સિધ્ધરાજ" ભીમદેવને કાને ચંદ્રાવતીના પરમારનરેશ જેતસિંહની કન્યા ઇચ્છનકુમારીનું રૂપવર્ણન પહોંચ્યું. પરમાર પુત્રી ઇચ્છનનું વાગ્દાન તો અજમેરના યુવરાજ પૃથ્વીરાજ સાથે થઈ ચૂક્યું હતું.

કવિઓ, ભાટ, ચારણો, બારોટોએ ઈચ્છનના સૌન્દર્ય ઉપર એટલાં બધાં કાવ્યો રચ્યાં કે એ સાંભળી ગુર્જરપતિ સાન ભૂલી બેઠો અને પોતાના ખાસ પ્રતિનિધિને ચંદ્રાવતી મોકલ્યો.

'હું ગુર્જરનરેશ મહાબલી અભિનવ સિધ્ધરાજ ભીમદેવ માટે તમારી પુત્રી ઇચ્છન માગું છું;' અમરસિંહ

સોલંકીએ કહ્યું; 'તમારી પુત્રી ગુર્જર સામ્રાજ્યની પટરાણી બનશે. મહારાજ ભીમદેવ ઇચ્છનનો હાથ માગે છે.'

'આ શું? તમારી મતિ તો ઠેકાણે છે ને?' વૃદ્ધ રાજા જેતસિંહ બોલી ઊઠ્યા; 'ઇચ્છનનું વેવિશાળ થઈ ચૂક્યું છે એ તમને ખબર નથી શું?'

'ખબર છે.' અમરસિંહે શાંત, ઠંડા સ્વરે કહ્યું; 'પણ મહારાજ ભીમદેવ ઇચ્છનને મેળવવા આતુર છે. સાંભળો જેતસિંહ, ખોબા જેવડા સાંભરની સામે ચક્રવર્તી ગુર્જરપતિને મૂકી જૂઓ!'

'તમે રજપુત નથી લાગતા અમરસિંહ!' ઇચ્છનનો ભાઈ સુલક્ષસિંહ ગર્જ્યો; 'ક્ષત્રિયનો દીકરો આવી હલકી વાત ન કરે, જાઓ, કહો ભીમદેવને કે ઇચ્છન માટેની હઠ છોડી દે. એમાં જ તમારું, અમારું અને ચૌહાણોનું કલ્યાણ છે.'

'પાટણની સમરવિજયી સેના સામે તમે ટકી શકશો પરમાર?' અમરસિંહે હવે સીધી વાત કરી; 'ચંદ્રાવતી રોળાઇ જશે, આરસની નગરી ખંડેરોમાં ફેરવાઈ જશે, પરમારોના રુધિરથી આબુ છંટાઇ જશે!'

સુલક્ષસિંહની તલવાર મ્યાનમાંથી બહાર નીકળી પડી; 'અમરસિંહ, શું કરું! તું અમારો રાજઅતિથિ છે, નહિતર ધડ ઉપર માથું ન હોત!'

'માથું! અરે ઓ સલક્ષ, પરમારોના માથાંથી તો હવે આબુની ખાણો ભરાઈ જશે.' અમરસિંહ ઊભો થઈ ગયો.

સમાચાર સાંભળી ભીમદેવ કાળઝાળ બની ગયો. સોલંકીઓની મહાબળવાન સેના એકદમ આબુ ઉપર ચડી આવી. પરમાર નરેશ જેતસિંહે ચંદ્રાવતીની સેના દોરી. અને અજમેર સોમેશ્વર ચૌહાણને પત્ર લખ્યો.

'અમારી કન્યા તમારી કૂલવધૂ, બનવાની છે. ઇચ્છન માટે અમે તો મરી ફીટશું, પણ તમારી પણ ફરજ છે કે જે કન્યા તમારી બનવાની છે એના શિલનું રક્ષણ કરવું.' ચૌહાણ-રાજ, આવો, અમારી મદદે આવો. આપણે સાથે મળી આ મદાંધ, કામાસક્ત ભીમદેવને રોળી નાખીએ.'

પત્ર વાંચતાં જ સોમેશ્વરનાં રુંવાડા ખડાં થઇ ગયાં; 'અરે ભીમ, તારી આ હિમ્મત ? તું સોલંકી નથી, તું આર્ય નથી, તું યવન છે, તારા સંસ્કારો યાવની છે.'

મહાબલી ચામુંડ અને પૃથ્વીરાજ ત્યારે પંજાબ તરફ યવન આક્રમણને ખાળવા ગયા હતા. ચૌહાણસેનાનો મુખ્ય ભાગ એમની સાથે હતો, છતાંય બે હજાર ચૌહાણ અશ્વારોહીઓ સાથે સોમેશ્વર ચંદ્રાવતી દોડ્યો.

કુમારી ઇચ્છનદેવી ગભરાઈ ઊઠી, પ્રચંડ ગુર્જરસેનાએ જ્યારે ચંદ્રાવતીના દરવાજા ખખડાવ્યા ત્યારે એ ભયભીત બની ગઈ. એ જાણી ગઇ કે પરમારોથી કશું થવાનું નથી અને અજમેરથી ચૌહાણ સેના આવે ત્યારે ઘણું મોડું થઈ ગયું હશે. ભયભીત હરણી શી ઇચ્છને પૃથ્વીરાજને નામ જોગ પત્ર લખ્યો, અને છેવટે ઉમેર્યું.

'હું તો હૃદયથી ક્યારની તમને વરી ચૂકી છું.

સોલંકીના હાથમાં પડતાં પહેલાં હું પેટકટાર લઈશ, મરી જઈશ પણ પાટણ નહિ જાઉં, માટે હે ચૌહાણ શિરોમણી જલદી આવો અને મને બચાવો.'

'આ પત્ર જ્યારે પૃથુને મળ્યો ત્યારે હજુ ચૌહાણ-સેનાનો થાક પણ ઉતર્યો ન હતો. તુર્કો સામે ઝળહળતો વિજય મેળવી ચૌહાણો હજુ હમણાં જ પાછા ફર્યા હતા. પત્ર વાંચી પૃથુએ એને ચંદ તરફ લંબાવ્યો.

'યુવરાજ.' ચંદ ઊભો થઈ ગયો; 'ઊઠો, એક ક્ષણનો પણ વિલંબ પોષાય એમ નથી. જે કન્યા તમારી છે, તમને હૃદય આપી ચૂકી છે એને આપણે પ્રાણાંતે પણ બચાવવી જ જ જોઈએ. ઊઠો યુવરાજ.'

'પણ ચંદ, આપણું સૈન્ય થાકેલું. છે.'

'સૈન્યની જરૂર પણ શી છે પૃથુ!' ચંદ ગર્જ્યો; 'આપણે યુદ્ધ નથી કરવું, યુદ્ધ માટે તો મહારાજા સોમેશ્વર ગયા છે, આપણે તો ઇચ્છનકુમારીને બચાવી લેવાની છે. તમારા અશ્વ ઉપર ઇચ્છનને લઈ આપણે તુર્તજ પાછું ફરવાનું છે. ચુનંદા દશ-પંદર ચૌહાણો બસ છે. હું છું અને ચામુંડને લઈ લઈએ!'

પૃથ્વીરાજ, ચંદ અને ચામુંડ દશ ઘોડેસવારો સાથે તીરની જેમ છૂટયા. આબુની તળેટીમાં એણે સોલંકી સૈન્ય જોયું અને એની સામે લડવા માટે ઉત્સુક એવા પરમારોને જોયા. ચૌહાણ સેનાને લઈ સોમેશ્વર હજુ પહોંચ્યા ન હતા. યુદ્ધની બિપણ તૈયારીઓ જોઈ લીધા પછી તુર્તજ પૃથુએ

સમાચાર સાંભળી ભીમદેવ કાળઝાળ બની ગયો. સોલંકીઓની મહાબળવાન સેના એકદમ આબુ ઉપર ચડી આવી. પરમાર નરેશ જેતસિંહે ચંદ્રાવતીની સેના દોરી. અને અજમેર સોમેશ્વર ચૌહાણને પત્ર લખ્યો.

'અમારી કન્યા તમારી કૂલવધૂ, બનવાની છે. ઇચ્છન માટે અમે તો મરી ફીટશું, પણ તમારી પણ ફરજ છે કે જે કન્યા તમારી બનવાની છે એના શિલનું રક્ષણ કરવું.' ચૌહાણ-રાજ, આવો, અમારી મદદે આવો. આપણે સાથે મળી આ મદાંધ, કામાસક્ત ભીમદેવને રોળી નાખીએ.'

પત્ર વાંચતાં જ સોમેશ્વરનાં રુંવાડા ખડાં થઇ ગયાં; 'અરે ભીમ, તારી આ હિમ્મત ? તું સોલંકી નથી, તું આર્ય નથી, તું યવન છે, તારા સંસ્કારો યાવની છે.'

મહાબલી ચામુંડ અને પૃથ્વીરાજ ત્યારે પંજાબ તરફ યવન આક્રમણને ખાળવા ગયા હતા. ચૌહાણસેનાનો મુખ્ય ભાગ એમની સાથે હતો, છતાંય બે હજાર ચૌહાણ અશ્વારોહીઓ સાથે સોમેશ્વર ચંદ્રાવતી દોડ્યો.

કુમારી ઇચ્છનદેવી ગભરાઈ ઊઠી, પ્રચંડ ગુર્જરસેનાએ જ્યારે ચંદ્રાવતીના દરવાજા ખખડાવ્યા ત્યારે એ ભયભીત બની ગઈ. એ જાણી ગઇ કે પરમારોથી કશું થવાનું નથી અને અજમેરથી ચૌહાણ સેના આવે ત્યારે ઘણું મોડું થઈ ગયું હશે. ભયભીત હરણી શી ઇચ્છને પૃથ્વીરાજને નામ જોગ પત્ર લખ્યો, અને છેવટે ઉમેર્યું.

'હું તો હૃદયથી ક્યારની તમને વરી ચૂકી છું.

સાવ ઓછાબોલા ચામુંડે પોતાના પ્રચંડ અશ્વની લગામ ખેંચી.

'મહારાજ સોમેશ્વર ચૌહાણસેના સાથે આવી પહોંચ્યા હોય એમ લાગે છે.' પૃથુ મલક્યો; 'ચાલ ચામુંડ, ભીમદેવને તારી સમશેરનો પરચો બતાવી દે.'

'નહિ......નહિ યુવરાજ!' કવિવર ચંદ બોલી ઊઠ્યો; 'આપણી સાથે અજમેરના ભવિષ્યના મહારાણી છે, આપણે અત્યારે યુદ્ધમાં ભાગ ન લઈ શકીએ.'

પૃથુએ ચામુંડ સામે જોયું અને હસ્યો; 'શો વિચાર છે, ચામુંડ?'

ચામુંડે પોતાની પ્રચંડ અસિ ખેંચી, વિદ્યુત ચમકી! એણે કહ્યું: 'યુવરાજ, બાજુમાં જ યુદ્ધ ચાલે છે, ચૌહાણસેના લડે છે તો પછી આમ ચાલી નીકળવું મને ઠીક નથી લાગતું.'

ચંદ્રાવતીનો માર્ગ પકડ્યો.

પરમારના રણવાસમાં જમાઇનો સત્કાર કરનાર કોઈ પુરુષ હાજર ન હતો. ઇચ્છનની દાસીઓ પૃથુને ઇચ્છનના ઓરડે લઈ ગઈ.

'ઓહ! તમે આવી પહોંચ્યા ચૌહાણ!' ઇચ્છનની આંખમાંથી હર્ષના આંસુ સર્યા; 'હું કેટલી ભાગ્યશાળી છું! ચૌહાણરાજ, મને બચાવો....બચાવો!'

'ગભરા નહિ ઇચ્છન, ચૌહાણની સમશેરનું હવે તને રક્ષણ છે.' પૃથ્વીરાજ ફાટી આંખે અપરૂપ સૌન્દર્યવતી, રૂપરાશી સમી ઇચ્છનને જોઈ રહ્યો; 'મને શું ખબર કે તું આટલી સૌન્દર્યવાન છે! તું તો કાલિદાસની કોઇ યક્ષકન્યા જેવી છે.'

અચાનક પૃથુની નજર સામે એક છ-સાત વરસની કોઇ પુષ્પપરી જેવી બાળા તરવરી ઊઠી. એ ઘડીભર ઇચ્છનને ભૂલી ગયો અને થોડાં વરસ પહેલાં જોયેલી સંયુક્તા સાંભરી આવતાં રોમાંચિત થઈ ઊઠ્યો.

એવામાં ચંદ ધસી આવ્યો; 'યુવરાજ, સમય બગાડવો પોસાય એમ નથી. આપણે ચાલી નીકળીએ.'

પૃથુએ પોતાનો ખંગ અશ્વ પલાણ્યો અને હાથ લંબાવી ઇચ્છનને ખેંચી લીધી; 'તમે તો જાણે મારું હરણ કરી જાઓ છો!' ઇચ્છન હસી.

અશ્વો ફાળ ભરતા દોડ્યા. આબુ છોડતાં પહેલાં પૃથુએ અશ્વ થંભાવ્યો.

'ચામુંડ!'

સાવ ઓછાબોલા ચામુંડે પોતાના પ્રચંડ અશ્વની લગામ ખેંચી.

'મહારાજ સોમેશ્વર ચૌહાણસેના સાથે આવી પહોંચ્યા હોય એમ લાગે છે.' પૃથુ મલકયો; 'ચાલ ચામુંડ, ભીમદેવને તારી સમશેરનો પરચો બતાવી દે.'

'નહિ......નહિ યુવરાજ!' કવિવર ચંદ બોલી ઊઠયો; 'આપણી સાથે અજમેરના ભવિષ્યના મહારાણી છે, આપણે અત્યારે યુદ્ધમાં ભાગ ન લઈ શકીએ.'

પૃથુએ ચામુંડ સામે જોયું અને હસ્યો; 'શો વિચાર છે, ચામુંડ?'

ચામુંડે પોતાની પ્રચંડ અસિ ખેંચી, વિદ્યુત ચમકી! એણે કહ્યું; 'યુવરાજ, બાજુમાં જ યુદ્ધ ચાલે છે, ચૌહાણસેના લડે છે તો પછી આમ ચાલી નીકળવું મને ઠીક નથી લાગતું.'

'અરે........અરે ચામુંડ!' ચંદે પોતાના અશ્વને વચ્ચે લીધો; 'શું આ ઇચ્છનદેવીને સાથે લઇ તમે યુદ્ધે ચડશો! જરા વિચાર તો કરો?'

ચામુંડે પૃથુ સામે જોયું.

'તું તો કવિ છે ચંદ.' પૃથુ હસ્યો; 'ચારણ છે, પણ આમ નજીક ચાલતું યુદ્ધ છોડીને હું અને ચામુંડ ચાલશું તો તારા જ જાતભાઇઓ અમારી ઠેકડી કરશે?'

'ચાલો, ચાલો યુવરાજ, તમારું આ 'ઇચ્છન હરણ' તો હું એવી સરસ બાનીમાં મઢીશ કે સાંભળનારા છક્કા થઇ જશે.'

ચંદે પૃથુના અશ્વને ફટકાર્યો, ફાળ ભરતો અશ્વ દોડ્યો.

'અરે એ ચામુંડ!' ચંદ હસ્યો; 'ચાલે છે કે નહિ! નહિ ચાલ તો હું તને ફટકારીશ, તારા અશ્વને નહિ?'

ચામુંડે તલવાર મ્યાન કરી, પછી દૂર દૂર ગોઠવાતી ચતુરંગી સેનાને જોઈ એક નિશ્વાસ છોડયો; 'યુધ્ધ છોડીને જવું નથી ગમતું.'

ચંદે એના અશ્વને પણ ફટકાર્યો.

## ૪

# સમ્રાટપદની પ્રાપ્તિ

**સો**મેશ્વર ચૌહાણની રાહ જોઈ જોઇને પરમારો થાકયા. એવામાં અષાઢી મેઘ ત્રાટકે એમ ગૂર્જર સૈન્ય પરમારો ઉપર પડ્યું. ખૂનખાર યુધ્ધ જામ્યું. તલવારો ઉછળી પડી, પરશુઓ વિંઝાવા લાગી. વૃક્ષ ઉપરથી પાકેલાં ફળો એમ માથાં ધડોધડ ઉડવા લાગ્યા.

સૂર્ય ઊંચે ચડયો ત્યારે આબુની તળેટી રક્તરંજીત બની ગઇ. પરમારોએ ગૂર્જર સૈન્યના પ્રચંડ ધસારાને ખાળ્યો, પણ બપોર થતાં સુધીમાં એને ભારે કિમ્મત ચૂકવવી પડી. એના હજારો યોધ્ધાઓ રણભૂમિમાં ઢળી ચૂકયા હતા.

ચારે તરફથી પાણી....પાણીના પોકાર ઉઠતા હતા. ઘવાયેલાઓની ચીસો આબુની ખીણમાંથી પડઘાતી હતી.

બપોર પછી ભીમદેવે પોતાના ગજસૈન્યને યુધ્ધમાં ઉતાર્યું. મદોન્મત પાંચસો ગજરાજો સૂંઢમાં પ્રચંડ સમશેરો લઈ વછૂટયા. એના પહેલા જ ધસારે પરમારોનાં ચીંથરા ઉડી ગયા. પ્રચંડ, મહાકાય, ભિષણ ગજરાજોની શિસ્તબધ્ધ પંક્તિઓને ધસી આવતી જોઈ પરમારો છિન્નભિન્ન થઇ ગયા.

'ગૂર્જરેશ્વર ભીમદેવ મહારાજનો જય.'

'અભિનવ સિધ્ધરાજ મહારાજનો જય.'

જેતસિંહ પરમાર અને એનો યુવરાજ સુલક્ષસિંહ (સલખ) ભાગતા પરમારોને એકઠા કરવા લાગ્યા. ત્યાં જ સમાચાર આવ્યા કે ચૌહાણસૈન્ય આવી પહોંચ્યું છે.

વૃધ્ધ જેતસિંહ દોડયા અને સોમેશ્વર ચૌહાણને ભેટી પડયા.

'સોલંકી સાવ જંગલી છે !'

'એ માણસ હતો જ કયારે ?' સોમેશ્વરજી બોલ્યા; 'માણસ હોય તો આવી અયોગ્ય માગણી કરે ખરો ? હરકત નહિ, ચૌહાણોની અસિ હજુ એણે જોઇ નથી.'

'મહારાજ, સોમેશ્વરજી ! રજપુતો આટલી અધમ કક્ષાએ ઉતરી આવ્યા છે તો હવે એમનું થશે શું ?' જેતસિંહે માથું હલાવ્યું, આ અધર્મ નહિ અટકે શું ?'

'જેતસિંહજી, રાજપુતીનો હવે નાભિશ્વાસ ચાલે છે. ભવિષ્ય હવે ઉજળું નથી. યવનો તીડના ટોળાંની જેમ આવી

રહ્યા છે.' સોમેશ્વરે કહ્યું.

'સાંભળ્યું કે યુવરાજ પૃથ્વીરાજે એમને પંચનદમાં સજ્જડ હાર આપી.'

'પૃથુને વિજય મળ્યો એ વાત સાચી, પણ યવનો હવે લોહી ચાખી ગયા છે. એમના ગુપ્તચરો ભારતવર્ષના ખૂણે ખૂણે છૂપાયા છે. અહીંની રજેરજ માહિતી તેઓ ગઝની પહોંચાડે છે. રજપુતોમાં સંપ નથી, રજપુતો મિથ્યાભિમાની છે અને સ્વભાવે ઉદાર છે એ વાત સુલતાન શાહબુદ્દીન ઘોરી જાણી ચૂક્યો છે.'

જેતસિંહે માથું ધૂણાવ્યું; 'કાળ વિપરીત આવી રહ્યો છે.'

'ઘોરી એક પછી એક રાજ્યને ગળી જશે. અત્યારે રાઠોડો જ એને ઉશ્કેરી રહ્યા છે....કનોજપતિ જયચંદ્ર ઘોરીને પ્રોત્સાહીત કરી રહ્યો છે, પણ એને ખબર નથી કે એ સાપ ઉછેરી રહ્યો છે.'

'દિલ્હીશ્વર તુંવાર શું કરે છે?'

'અનંગપાળજી શું કરે?' સોમેશ્વર બોલ્યા; 'એ સિંહ છે, પણ હવે વૃધ્ધ થઈ ચૂકયા છે અને જયચંદ્ર દિલ્હી મેળવી લેવા માગે છે.'

'તો તમારે માટે એક અનિવાર્ય યુધ્ધ ઊભું જ છે!'

'આ વાત જ મહત્ત્વની છે.' સોમેશ્વર બોલી ઊઠયા; 'યુધ્ધ અનિવાર્ય છે, પણ એથી કરીને ચૌહાણો, તુંવારો અને રાઠોડો ત્રણેય નબળા પડવાના. આર્થિક રીતે આ ત્રણેય વંશના રાજવીઓ તૂટી પડવાના, એની અસર શસ્ત્રસામગ્રી

અને સૈન્ય ઉપર પડવાની, અને ત્યારે જ ઘોરી ત્રાટકવાનો.'

ભીમદેવને તુર્તજ જાણ થઈ ગઈ કે પરમારોની સહાયે ચૌહાણો આવ્યા છે. એણે તુર્તજ પોતાની સેનાનું પુનર્ગઠન કર્યું, અને મોરચો ગોઠવ્યો.

બીજા દિવસે સવારે સોલંકી સેનાના આક્રમણને રોકવા ચૌહાણો આગળ ધસ્યા, પરમારો એની સાથે રહ્યા. લોહીની છોળો ઊડી, આબુનો પથ્થરે પથ્થર લાલચોળ બની ગયો. ચૌહાણોએ ભીમદેવના વ્યૂહને તોડયો. સોલંકી સેનાના પગ ઉખડી પડયા, પણ ભીમદેવ કુશળ વ્યૂહબાજ અને રણપંડિત હતો. એણે તુર્તજ પોતાના ગજસૈન્યને આગળ લીધું. ભીમદેવે પોતે એક પ્રચંડ હાથી ઉપર ચડી ધસારો કર્યો.

ચૌહાણોએ પોતાની વિશાળ પરશુઓ ઉઠાવી અને હાથીની સૂંઢો કાપવા માંડી. થથરાવી મૂકે, કંપાવી મૂકે, છાતી ફાટી પડે એવો ઘોર સંગ્રામ મંડાયો. ભીમદેવનું ગજદળ કેળવાયેલું હતું. એક ડગલું એ પાછું ભરે એ વાતમાં કંઈ માલ ન હતો. તોતિંગ ગજરાજોએ ચૌહાણોને પકડીપકડી આકાશમાં ઉછાળવા માંડયા, છુંદવા માંડયા.

આર્તનાદોથી યુદ્ધભૂમિ ગાજી ઊઠી.

સોમેશ્વરે ગજ ઉપર બેઠેલા ભીમદેવને જોયો, એણે પોતાનો લાંબો, તોતિંગ ભાલો ઉંચકયો અને ભીમને પડકાર્યો.

'અલ્યા ભીમ, તેં તો તારું નામ લજાવ્યું. તું કયારનો અભિનવ સિદ્ધરાજ થઈ બેઠો છે, હેં અલ્યા ? તેં ચૌહાણોના ભાલાના ઘા હજુ નથી જોયા લાગતા ?'

રહ્યા છે.' સોમેશ્વરે કહ્યું.

'સાંભળ્યું કે યુવરાજ પૃથ્વીરાજે એમને પંચનદમાં સજ્જડ હાર આપી.'

'પૃથુને વિજય મળ્યો એ વાત સાચી, પણ યવનો હવે લોહી ચાખી ગયા છે. એમના ગુપ્તચરો ભારતવર્ષના ખૂણે ખૂણે છૂપાયા છે. અહીંની રજેરજ માહિતી તેઓ ગઝની પહોંચાડે છે. રજપુતોમાં સંપ નથી, રજપુતો મિથ્યાભિમાની છે અને સ્વભાવે ઉદાર છે એ વાત સુલતાન શાહબુદ્દીન ઘોરી જાણી ચૂક્યો છે.'

જેતસિંહે માથું ધૂણાવ્યું; 'કાળ વિપરીત આવી રહ્યો છે.'

'ઘોરી એક પછી એક રાજ્યને ગળી જશે. અત્યારે રાઠોડો જ એને ઉશ્કેરી રહ્યા છે....કનોજપતિ જયચંદ્ર ઘોરીને પ્રોત્સાહીત કરી રહ્યો છે, પણ એને ખબર નથી કે એ સાપ ઉછેરી રહ્યો છે.'

'દિલ્હીશ્વર તુંવાર શું કરે છે?'

'અનંગપાળજી શું કરે?' સોમેશ્વર બોલ્યા; 'એ સિંહ છે, પણ હવે વૃદ્ધ થઈ ચૂકયા છે અને જયચંદ્ર દિલ્હી મેળવી લેવા માગે છે.'

'તો તમારે માટે એક અનિવાર્ય યુદ્ધ ઊભું જ છે!'

'આ વાત જ મહત્ત્વની છે.' સોમેશ્વર બોલી ઊઠ્યા; 'યુદ્ધ અનિવાર્ય છે, પણ એથી કરીને ચૌહાણો, તુંવારો અને રાઠોડો ત્રણેય નબળા પડવાના. આર્થિક રીતે આ ત્રણેય વંશના રાજવીઓ તૂટી પડવાના, એની અસર શસ્ત્રસામગ્રી

'અને તું જોઈ રહ્યો નામર્દ !' ભીમદેવે દાંત કચકચાવ્યા; 'તમે શું કરતા હતા ? એકસો અશ્વારોહીઓ સાથે આવું કંઈ ન બને એટલા માટે જ મેં તને અગાઉ રવાના કર્યો હતો ? બોલ........બોલ........તમે લોકો શું કરતા હતા ! હું તમારા બધાંના માથાં કાપી ચંદ્રાવતીને દરવાજે ટાંગીશ.'

'મહારાજ, પૃથુ સાથે ચંદ અને ચંડપૂંડિર હતા !' અમરસિંહ થથરી ઊઠચો, 'એકલા ચામુંડે નિમિષમાત્રમાં આપણાં પચાસ યોધ્ધાઓને કાપી નાખ્યા.'

'કંઇ હરકત નહિ.' નિષ્ફળતાથી ભીમદેવ ધ્રૂજતો હતો; 'હવે તેમને એકાવનને હું કાપીશ.'

એણે હાંક મારી; 'અજીત !'

સેનાનાયક અજીત આગળ આવ્યો.

'આ તમામને બાંધી લો, એમના માથાં ઉતારી લો.' ભીમદેવ ગર્જ્યો; 'એક પણ બચવો ન જોઈએ, એમની લાશને આપણાં શ્વાનો સામે ફેંકી દો અને માથાંને ચંદ્રાવતીને દરવાજે લટકાવો. રાજદ્રોહીઓ, તમારે ભરોસે મેં સોલંકી સેનાને અહીં સુધી દોરી ! અને ઇચ્છન ! મારી હ્રદયેશ્વરીને તમે ગુમાવી બેઠા ?'

આબુના શિખરો સાથે માથું પછાડી ભગ્નહ્રદયી, નિરાશ, વ્યાકૂળ અને હતાશાએ ઘેરી લીધેલો ભીમદેવ પાટણ પાછો ફર્યો.

બીજી તરફ ઇચ્છનને લઈને પૃથ્વીરાજ અજમેર

'તારા યુવરાજે તને અજમેરમાંથી તગડી મૂક્યો કે શું અલ્યા સોમ! આવ, આવ સોલંકીની સમશેર તારી રક્ષા કરશે!' ભીમદેવ બરાડ્યો.

બાજ ઉડે એમ સોમેશ્વરનો અશ્વ ઊડયો, એ સાથે જ એનો પ્રચંડ ભાલો પણ ઉડ્યો. ભીમદેવના રણકુશળ મહાવતે એ જ ક્ષણે ઐરાવતને નમાવી દીધો. ભીમદેવના માથા ઉપરની સોનેરી પાઘને લઈ સોમેશ્વરનો ભાલો ચાલ્યો ગયો.

જ્યારે હાથી નમ્યો ત્યારે જ ભીમદેવે પોતાની પ્રચંડ સાંગ ફેંકી. આ સાંગે સોમેશ્વર ચૌહાણને ભોંય સાથે જડી દીધા.

હાહાકાર થઇ ગયો. સોલંકી સૈન્યમાં જયઘોષ ઊઠ્યા, શંખો ફૂંકાયા, દુંદુભી ગગડી ઊઠ્યા, ચારણો બિરદાવલી લલકારવા લાગ્યા.

'જય સોમનાથ.' સોલંકી સૈન્યમાં જયઘોષ ઊઠ્યો.

ચૌહાણસૈન્યના મોટા ભાગને ઐરાવતોએ કચડી નાખ્યું. પરમારો ભાગી છૂટ્યા. બચેલા ચૌહાણો પણ હવે અરવલ્લીની ખીણો તરફ ભાગ્યો.

એવામાં હાંફતો અમરસિંહ આવ્યો.

'મહારાજ, ગુર્જરપતિ, બહુ ભારે થઈ!'

'શું થયું અમર?' ભીમદેવ ગજની અંબાડી ઉપરથી નીચે કૂદ્યો.

'ઇચ્છનકુમારીને યુવરાજ પૃથ્વીરાજ ઉપાડી ગયો?'

ઉત્તર-પશ્ચિમ સરહદે આગળ વધ્યો.

અને અહીં એને ઘોરીના સૈન્યનો ભેટો થયો.

પૃથ્વીરાજને સાવ સન્મુખ જોઈ ઘોરીએ હવે અનિવાર્ય રણને સ્વીકારી લીધું.

યવનો અને રજપુતો સામસામે ધસ્યા. સમુદ્રના મોજાંઓની જેમ સેનાઓ અથડાઈ. ભિષણ સંગ્રામ ખેલાયો. યુદ્ધ એટલું પ્રચંડ બની ગયું કે બંને સેનાના વ્યૂહો જ ન રહ્યા. બન્ને દળ ભેળસેળ થઈ ગયા.

ઘોરી પોતે અફઘાન સેનાની મોખરે રહી વીરતાથી લડવા લાગ્યો.

મહાપ્રચંડ ચામુંડે પરાક્રમનો ખંગ વાળી દીધો. એની પ્રચંડ અસિએ યવન સૈન્યમાં કાળો કેર વર્તાવ્યો. એક સમયે તો એ સો યવનોથી ઘેરાઈ ગયો, ત્યારે એણે તલવાર છોડી પોતાની ગદા ઉઠાવી, આંખના પલકારામાં એણે યવનોના માથાં ભાંગી નાંખ્યા. મહાબલી કૈમાસની તલવારે યવનોના માથાંઓના ઢગ ખડકયા. લોહીના મિશ્રણથી રણભૂમિ ઉપર કાદવ થઈ ગયો.

ઘોરીએ ચામુંડને જોયો, એની ગદાને જોઈ, એના રણપરાક્રમને જોયું. એવામાં ચામુંડની નજર એના ઉપર પડી અને કોઈ જંગલી પાડાની માફક એ શાહબુદ્દીન ઉપર ધસ્યો. ઘોરી થથરી ઊઠયો એણે તુર્તજ અશ્વને ભગાડયો.

ચામુંડે પોતાની ગદા ઉચકી અને ફેંકી, ઘોરીના અશ્વનું ઢીંઢુ તૂટી ગયું, અફઘાન સરદારોએ તુર્તજ શાહને

બીજા અશ્વ ઉપર લઈ લીધો.

અને યવનસેના ભાગી છૂટી.

પૃથ્વીરાજે ચંદ બરદાયિને એક ટૂકડી આપી કહ્યું.

'ચંદ, એમને વાઢી નાખ, શોધી શોધીને વાઢી નાંખ.'

અને ચંદે ભાગતા યવનોનો ઘોર સંહાર કરી નાખ્યો.

રજપુત સેનામાં વિજયનાં નગારાં વાગી ઊઠયાં. યોદ્ધાઓ ઘડી પહેલાનું કાળઝાળ યુધ્ધ ભૂલી આનંદથી નાચવા લાગ્યા. ભાટી યુવરાજ આવ્યો અને પૃથુને ભેટી પડયો. જોતજોતામાં સારાય રાજસ્થાન અને દિલ્હી સુધી પૃથુના વિજયના સમાચાર ફરી વળ્યા.

આ એક અવર્ણનિય ઐતિહાસિક વિજય હતો. આ વિજયે સાબિત કરી આપ્યું કે જો રજપુતો એક થાય તો હિન્દુસ્તાનનું સ્વાતંત્ર્ય કોઇથી છીનવાય એમ નથી, ભારતની ભૂમિને કોઈ અસુર સ્પર્શી શકે એમ નથી. આ વિજય એકલા પૃથ્વીરાજનો ન હતો, આ વિજય હતો રાજપુતી એકતાનો. આ વિજયે પૃથ્વીરાજને ભારત વિખ્યાત બનાવી દીધો. શક, હુણ અને કુશાન આક્રમણને ખાળનાર શ્રી હર્ષની કક્ષામાં મૂકી દીધો અને ગ્રીક યવનોના આક્રમણને તોડી પાડનાર વિક્રમાદિત્ય સમો બનાવી દીધો.

પણ આ યુદ્ધથી ચૌહાણ બહેકી ગયા, આ વિજયે એમને મદાંધ બનાવ્યા. આ વિજયથી પૃથ્વીરાજ ખુદ મદાંધ બન્યો, આ વિજયે એને વિલાસી, પ્રમાદી પણ બનાવ્યો.

આ વિજયથી ચૌહાણો પોતાની જાતને અજીત

માનવા લાગ્યા.

રાઠોડરાજ જયચંદ્ર પૃથ્વીરાજના આ વિજયથી સમસમી ગયો. જેનો એ પરાજય ઇચ્છતો હતો એનો જ વિજય એના હૃદયની શાંતિને હણી ગયો. એની વૈરપિપાસા વધી ગઈ, એ હવે મરણિયો બન્યો, પણ દિલ્હીના અનંગપાળ તુંવારે હજુ કોઈ નિર્ણય લીધો ન હતો એટલે ઝખ મારીને એને શાંત રહેવું પડ્યું. ભીમદેવ સોલંકીએ જ્યારે આ વિજયના સમાચાર સાંભળ્યા ત્યારે શાહબુદ્દીન ઘોરીની રણકુશળતા ઉપરથી એનો વિશ્વાસ ઊઠી ગયો. હવે એને લાગ્યું કે પૃથ્વીરાજ જરૂર ગુજરાતને ધમરોળવા આવશે જ અને પિતૃતર્પણ કરશે.

સોલંકી સાવધ બની ગયો.

પૃથ્વીરાજ જ્યારે વિજયી બની અજમેર આવ્યો ત્યારે જ એને સોમેશ્વરની વીરગતિના સમાચાર મળ્યા. એનો વિજયનો નશો તત્કાળ ઉતરી ગયો. તુર્ત જ એણે ચામુંડને કહ્યું;

'ચૌહાણસેનાને ગુજરાત તરફ દોરો ચામુંડ, સોલંકીને હણ્યા વગર મને ચેન નહિ મળે.'

'ધીરજ ધરો યુવરાજ' કૈમાસે કહ્યું; 'અત્યારે આપણે શોકમાં છીએ, ધાર્મિક કાર્યો કરવાના છે અને રાજ્યાભિષેકવિધિ કરવાની છે. આપણે ગુજરાતને રોળશું, એની વીરશ્રીને એક વખત માટીમાં મીલાવી દેશું, પણ સમય આવવા દો'.

પૃથ્વીરાજે બાર દિવસ શોક પાળ્યો; સારુંય અજમેર બાર દિવસ સુધી શોકસાગરમાં ડૂબી ગયું. પૃથ્વીએ પિતૃ-શ્રાદ્ધ કર્યું તર્પણ કર્યું. બ્રાહ્મણોને હજારો ગાયોનું દાન આપ્યું અને શોક ઉતાર્યો.

પછી તુર્ત જ પૃથુએ ઇચ્છનકુમારીનું પાણિગ્રહણ કર્યું. અને તુર્ત જ રાજ્યાભિષેક મહોત્સવ શરુ થયો. બરાબર એક મહિના સુધી આ ઉત્સવ ઉજવાયો. ઇચ્છનકુમારી મહારાણી બની. અજમેર આનંદ, ઉત્સાહ, નાચ–નૃત્ય અને સંગીત, શરાબના જલસામાં ડૂબી ગયું.

પૃથુના કાકા કર્ણ ચૌહાણે રાજ્ય કારભારનો બોજો ઉપાડી લીધો. કૈમાસ મહાઅમાત્ય બન્યો અને ચામુંડ ચૌહાણ સેનાનો મહાસેનાપતિ બન્યો. કૈમાસ અને ચામુંડે ભારે ધામધૂમથી પોતાની બહેનના લગ્ન પૃથ્વીરાજ સાથે કરી આપ્યા.

અહીં એક દંતકથા આવે છે.

ખ્વાજા પીર નામે એક ફકીર, જોગંદર અજમેરમાં પધાર્યા. આ ખ્વાજા પીરના ચમત્કારોથી અજમેર ઘેલું બની ગયું. પીરની દુઆથી નિઃસંતાન દંપતિને ત્યાં બાળકો જન્મ્યા, એના આંગળાના સ્પર્શે અસાધ્ય રોગ મટવા લાગ્યા. જોતજોતામાં પીર ખ્વાજાની ખ્યાતિ સારાય રાજસ્થાનમાં ફરી વળી. હજારો સ્ત્રી–પુરુષોથી અજમેરમાં મેળો ભરવા લાગ્યો. 'પીર....દુઆ આપો!'

'પીર મનવાંછિત ફળ આપો.'

'ખ્વાજા સાહેબ મારો રોગ મટાડો.'

લોકોના ટોળેટોળાં અજમેર ખ્વાજા સાહેબના દર્શને આવવા લાગ્યા. પીરની દુવાથી લોકો મનવાંછિત ફળ મેળવવા લાગ્યા. રોજના રોજના ધસારાથી અજમેર નગરની નાગરિકવ્યવસ્થા તૂટવા લાગી, માણસો કિડીયારાની જેમ ઉભરાવા લાગ્યા. આથી દુર્ગપતિ રામરાય ચૌહાણ પીરને આના સરોવરની જગા ઉપરથી ખસેડવા ગયો.

'પીર સાહેબ, તમે રસ્તો રોક્યો છે, તમારે અહીંથી ખસવું જોઈએ.'

'ફકીરને રસ્તો શું ને ચોક શું ?'

'પણ તમારે અહીંથી ઉઠવું પડશે, કારણકે આ જગા ઉપર જો આમ માનવમેળો ભરાયેલો રહે તો વાહનોને અવરજવરમાં મુશ્કેલી ઊભી થાય.' રામરાયે કહ્યું.

ખ્વાજાએ કશું જ સાંભળ્યું ન હોય એમ પોતાની જાંઘ ઉપર પથરા ગોઠવી અગ્નિ પેટાવ્યો અને એક તપેલીમાં ચોખા રાંધવા મૂક્યા.

દંતકથા કહે છે કે એ અગ્નિની જ્વાળા રામરાય તરફ ધસી અને દુર્ગપતિ ભાગ્યો, જ્વાળા એની પાછળ દોડી, રામરાય ચામુંડાના મંદિરમાં જઈ ભરાયો ત્યારે જ જ્વાળા પાછી ફરી.

પૃથ્વીરાજે આ ઘટના સાંભળી ત્યારે એ ચકિત બની ગયો. એણે તુર્તજ ચંદને બોલાવ્યો; 'ચંદ, આ ખ્વાજા કોણ છે ?'

'એ વિધર્મી છે, મુસલમાન છે, પણ અલ્લાહનો સાચો

ઓલિયો છે. રાજાજી, એ કોઈ ગુપ્તચર નથી એની હું તમને ખાત્રી આપું છું.' ચંદે કહ્યું.

'પણ એનો અહીં અજમેરમાં આવવાનો મતલબ શો છે?'

'મહારાજ, સાધુ અને ફકીરને વળી મતલબ સાથે શું લેવાદેવા?'

'એ વાત સાચી, પણ તું એની પાસે જા.' પૃથુએ કહ્યું; 'કંઈ પ્રયોજન હોય તો જાણી લે અને એને નગરની બહારના ઉદ્યાનમાં નિવાસ કરવા સમજાવી લે.'

ચંદ તુર્તજ ખ્વાજા સાહેબ પાસે પહોંચ્યો.

'કવિરાજ, તમે મને અહીંથી ખસેડવા આવ્યા છો ને?' ખ્વાજા બોલ્યા; 'આ ભૂમિ પવિત્ર છે કવિ, હું જયાં બેઠો છું એ ભૂમિ નીચે અમારા પીર, ફકીર, દરવેશ અને પયગંબરો દટાયેલા છે. તમારા રાજાને કહો કે ખ્વાજા અહીંથી નહિ ખસે.'

'ખ્વાજા સાહેબ, પણ અમને શી ખાત્રી કે આ જમીન તમારી જ છે!'

'હાં....હાં.... તો તુમ સબૂત ચાહતે હો.' ખ્વાજા હસ્યા; 'કવિ, આવતી કાલે પ્રભાતે તમારા રાજા પિથલને દિલ્હીનું રાજ્ય મળશે અને એને દિલ્હી જવું પડશે. જો કાલે પિથલને દિલ્હી ન મળે તો કાલે સાંજે જ અહીંથી ચાલ્યો જઈશ.'

કવિ ચંદે આ વાત પૃથુને જણાવી.

બીજા દિવસની પ્રભાતે એક ઘોડેસ્વાર દિલ્હીપતિ અનંગપાળ તુવારનો વસ્ત્રલેખ લઈ આવી પહોંચ્યો, પત્રમાં તુંવાર નરેશે જણાવ્યું હતું;

"स्वस्तिश्री अजमेर द्रोण दुर्गम् राजाधिपो राजनं
पुत्रीपुत्र पवित्र पंथयधनो छत्रीश 'वंशावनम् ।
मा वृद्धाय सुवृद्ध तप्त शरणं वद्रीनिमित्तं वनं
आभूमिय हयं गयं च सकलं संकल्पिता तपंयम् ॥"

દંતકથા કહે છે કે પૃથ્વીરાજે તુરંજ ખ્વાજા પાસે જઈ માથું નમાવ્યું અને દુવા માગી.

'પિથલ, તમે સમ્રાટ બન્યા છો, તમારે હજુ ઘણો મુલ્ક જીતવાનો બાકી છે. તમારી કીર્તિ દિગંતમાં ફેલાશે, હજુ તમારે સેંકડો યુદ્ધો લડવાનાં બાકી છે.'

'પીર દુઆ આપો.'

'પિથલનો જયજયકાર થશે.' ખ્વાજાએ હાથ લંબાવ્યો; 'પણ રાજા પિથલ, તમે તમારો ધર્મ ન ભૂલતા. રાજાનો ધર્મ જ સત્ય, ન્યાય જાળવવાનો છે. વિલાસી ન બનશો રાજા, શરાબ ન પીશો, અનેક સ્ત્રીઓના સંગથી તમારા ચિત્તને ભ્રમર જેવું ન બનાવી મૂકશો. જ્યાં સુધી તમે ધર્મ પાળશો, પ્રજાનું રક્ષણ કરવા પ્રતિબદ્ધ રહેશો અને મદિરાને નહિ અડકો ત્યાં સુધી મારી દુઆ તમારી સાથે રહેશે.'

એક અઠવાડિયામાં તમામ ચૌહાણસેના, સેનાનાયકો, મંત્રીઓ અને પોતાના રણવાસ સાથે પૃથુએ અજમેર છોડ્યું. ઠેર ઠેર પડાવ નાખતા, આનંદ–પ્રમોદ–વિનોદ

કરતો આ વિશાળ કાફલો નગરકોટ આવી પહોંચ્યો.

પૃથ્વીરાજે અહીં પડાવ નાખ્યો.

'આ નગરકોટની સાવ પાસેના જંગલમાં વરાહો છે.' કૈમાસ બોલ્યો, 'શિકાર ખેલવા જઈશું મહારાજ ?'

'વરાહો ?' પૃથ્વીરાજ શિકારનું નામ સાંભળી ખીલી ઊઠ્યો.

'મૃગો પણ છે, વાઘ પણ છે, જંગલ ગીચ છે.' કૈમાસ બોલ્યો.

'ચાલો શિકારે....ચાલો શિકારે !' સરદારો ખુશ થઈ ઊઠ્યા.

ચાલીસ સેનાનાયકોને, ચંદને, કૈમાસને અને ચામુંડને લઇ પૃથ્વીરાજ જંગલમાં પ્રવેશ્યા. એક સ્થળે એક પ્રાચીન મૂર્તિ હતી, કદાચ એ ભગવાન વરાહની હતી, અથવા કોઈ ગાંધર્વની. મૂર્તિનું માથું ખૂબ જ વિશાળ હતું.

'આ કોની મૂર્તિ છે, ચંદ ?' પૃથ્વીરાજે પૂછ્યું.

ચંદે મહામહેનતે મૂર્તિની નીચેનું લખાણ ઉકેલ્યું.

'મહારાજ, ચંદ મૂર્તિના પગ પાસેથી ઊઠ્યો; 'મૂર્તિ કોઈ ગંધર્વરાજની છે, કદાચ હજારો વરસ પહેલાં અહીં ગાંધર્વો વસતા હોય !'

'ગાંધર્વો ! દેવલોકોના સંગીતકારો !'

'મહારાજ.' ચંદ બોલ્યો; 'આ મૂર્તિનું માથું તો કોઈ ઉડાવી દે તો એમાં અપરંપાર ધન ભરેલું છે !'

'શું વાત કરે છે, ચંદ ?' પૃથ્વી અવાક્ બની ગયો.

'એક વખત કોઈ આ મૂર્તિને તોડો, હું તમને સુવર્ણનો મહામોલો ખજાનો બતાવું.'

ઘણા સરદારોએ પ્રયત્ન કર્યા, પણ મૂર્તિનું માથું ન તૂટ્યું. પૃથ્વીરાજે ખુદે પ્રયત્ન કર્યો પણ એ થાકી ગયો, પછી ચામુંડે પોતાની ગદા ઉપાડી મૂર્તિના માથા ઉપર પ્રહાર કર્યો, ફક્ત માથું જ નહિ, આખી ય મૂર્તિ ચૂર-ચૂર થઈ ગઈ.

સુવર્ણ ચમકી ઊઠયું.

'આહા!' પૃથ્વીરાજની આંખો ફાટી પડી.

ભૂમિ ખોદાતી ગઈ અને સુવર્ણમુદ્રાઓનો અંબાર ખડકાઈ ગયો.

પૃથ્વીરાજના બનેવી સમરસિંહજી કે જે ચિત્તોડના મહારાણા હતા એમણે કહ્યું; 'પૃથુ, તમારા ઉપર ભૂમિદેવી પ્રસન્ન થઈ છે, આ તો કોટી કોટી સુવર્ણમુદ્રા છે. સાક્ષાત લક્ષ્મી છે, જ્યારે દેવ અને દેવીઓ પ્રસન્ન થાય ત્યારે જ રાજાએ વધારે ને વધારે વિનમ્ર બનવું જોઈએ.'

'સમરસિંહજી, આ જે કંઈ સુવર્ણ છે એમાંથી અર્ધું હું તમને આપું છું.' પૃથુ બોલ્યો.

'મારે સુવર્ણને શું કરવું છે?' સમરસિંહે માથું ધુણાવ્યું; 'મારી પાસે તો ચિત્તોડ જેવો ગઢ છે, આ એકલિંગજીની રુદ્રાક્ષની માળા છે અને તલવાર છે.'

સમરસિંહજી અનન્ય શિવભક્ત હતા. એની મોટા ભાગની દિનચર્યા ભક્તિ અને જ્ઞાનમાં જ પૂરી થતી. તેઓ

સંસારમાં રહેવા છતાં સાધુ હતા. પ્રચંડ શરીર, ભીનો વાન, માથે મોટી જટા અને પાણીદાર આંખો. તેઓ યોદ્ધા પણ હતા, ધનુર્વિદ્યાના નિષ્ણાત હતા, પણ સ્વભાવે વિરક્ત હતા.

'બનેવીજી, તમારે અધું ધન સ્વીકારવું જ પડશે.'

'પૃથુ,' સમરસિંહ બોલ્યા; 'આ ધન યોગ્ય કામમાં વાપરો, તમારો શસ્ત્રાગાર વિપુલ બનાવો, અક્ષૌહિણી સેના સજો, તમારી માથે યુદ્ધનાં નગારાં વાગે છે.'

'યવનોના આક્રમણો!' પૃથુએ માથું ધુણાવ્યું; 'યવનોને હવે હું પહોંચી વળીશ.'

'ફક્ત શાહબુદ્દીન જ નહિ.' સમરસિંહે કહ્યું; 'કનોજનો જયચંદ્ર હવે દિલ્હી લેવા આવશે જ, એ હવે તમારો હડહડતો શત્રુ છે, આ ઉપરાંત ગુજરાતનો ભીમ! તમે એને હજુ રણ માટે લલકાર્યો જ નથી, ભૂલી ગયા કે શું?'

પૃથ્વીરાજ શરમિંદો બની ગયો; હું ભૂલી ગયો છું, મને માફ કરો સમરસિંહ, પણ અત્યારે તમે મને એની યાદ આપી એક મોટો ઉપકાર કર્યો છે. હવે મને દિલ્હી પહોંચવા દો!'

ચૌહાણોનું દિલ્હીમાં ભારે સ્વાગત થયું. મહોત્સવ મંડાયો. સારાય દિલ્હીને શણગારવામાં આવ્યું. સારાય ભારતવર્ષમાંથી કવિઓ, ચારણો, ભાટો, બારોટો, શિલ્પીઓ, ચિત્રકારો, નટ લોકો અને નૃત્યાંગનાઓ દિલ્હીમાં આવી ચડી.

વારાણસીથી બ્રાહ્મણો આવ્યા અને અનંગપાળ તુંવારે વિધિવત્ દિલ્હીનું સિંહાસન પોતાના દોહિત્ર પૃથ્વીરાજને

અર્પણ કર્યું.

પૃથુ, આ દિલ્હી છે, હિન્દુસ્તાનનું આ હૃદય છે, ભારત-વર્ષનું આ કેન્દ્ર છે. આ જ ઇન્દ્રપ્રસ્થ છે અને આ જ હસ્તીનાપુર છે. અહીં એક વીરવરોની પરંપરા છે. તારે દિલ્હીને જાળવવાનું છે, ક્ષત્રિય પરંપરાનું રક્ષણ કરવાનું છે. નગરજનોને ભયમુક્ત કરવાના છે. રાજ્યની પ્રજાને મેં પુત્રવત પાળી છે, તારે પણ પાળવાની છે.'

'માતામહ, હું તમારા વચન નહિ ભૂલું.'

પંદર દિવસ મહોત્સવ ચાલ્યો. પૃથ્વીરાજે કવિઓને અને વિપ્રોને સુવર્ણ આપી ન્યાલ કરી દીધા.

પછી એક દિવસ અનંગપાળ તુંવાર બદ્રીકેદાર જવા રથમાં બેઠા અને હજારો નાગરિકોએ ભીની આંખે પોતાના નરેશને વિદાય આપી.

એવામાં સમાચાર આવ્યા કે કનોજનું રાઠોડ સૈન્ય સિંધુના પૂરની જેમ ધસ્યું આવે છે.

પૃથ્વીરાજે યુદ્ધમંત્રણા માટે સભા બોલાવી.

'પૃથુ, જયચંદ્રની સામે લડવા માટે હું જ જવાની છું.' પૃથ્વીરાજની માસી અને જયચંદ્રની માતા કાંચનશિલાએ પોતાના મનની વાત કહી નાખી.

'અરે માસીબા, હું બેઠો છું, હું જયચંદ્રને ભાન કરાવી આપીશ કે દિલ્હી તો ઘણું દૂર છે.'

'ના પૃથુ.' કાંચનશિલાએ જોરથી માથું ધુણાવ્યું; 'જયચંદ્ર સામેનું યુદ્ધ તો હું જ લડીશ, હું જ એને

પરાસ્ત કરીશ.'

'માસીબા, તમે હઠ છોડી દો.'

'હઠ તું છોડી દે પૃથુ, મેં પ્રતિજ્ઞા લીધી છે અને હું પાળીશ.'

'પૃથુ.' કર્પૂરદેવી, પૃથ્વીરાજની માતાએ કહ્યું; 'માસીની પ્રતિજ્ઞા મને યાદ છે, એ જેમ કહે છે એમ કરવા દે.'

'ચૌહાણ.' સમરસિંહજી બોલી ઊઠ્યા; 'તમારે ગુજરાત ઉપર જવાનું છે.'

'ભીમદેવ સોલંકી !' પૃથ્વીરાજે દાંત કચકચાવ્યા; 'ચામુંડ !' એણે ત્રાડ નાખી; 'ચૌહાણસેનાને લઈ આગળ વધો.'

'મહારાજ.' કૈમાસ બોલ્યા, 'આપણે ઘોરીને ન ભૂલવો, જોઈએ, એ આપણી પીઠ પાછળ ઘા ન કરે એની પણ સંભાળ રાખવાની છે. રાઠોડો આવે છે, અને સુલતાનની તલવાર માથે લટકે છે એવા સંજોગોમાં તમે કે હું કે ચામુંડ દિલ્હી ન છોડી શકીએ.'

'કૈમાસ.' સમરસિંહજી બોલ્યા; 'ચૌહાણને ગુજરાત ઉપર જવા દો, એને પિતૃતર્પણ કરવાનું છે. ચિત્તોડના સૈન્ય સાથે હું અહીં જ રહીશ, અને જો ઘોરી આવશે તો એને ધૂળ ચાટતો કરીશ.'

'ધન્ય...ધન્ય સમરસિંહજી !' પૃથ્વીરાજ આનંદથી ડોલી ઊઠ્યો.

'કૈમાસ.' સમરસિંહે કહ્યું; 'ઘોરીની જવાબદારી હું

કાપી નાખ્યા. કન્હ ચૌહાણ પ્રચંડ યોદ્ધો હતો. સમશેર ખેંચી એણે મકવાણા ઉપર પ્રહાર કર્યો.

'દ્વંદ્વયુદ્ધ આપવું હોય તો નીચે આવ!' મકવાણાનું શૌર્ય ફાટફાટ થતું હતું.

કન્હ તુર્તજ અશ્વ ઉપરથી કૂદી નીચે આવ્યો.

બે વિકરાળ મહિષો અથડાય એમ બેઉ અથડાયા. યુદ્ધ થંભી ગયું. સોલંકીઓ અને ચૌહાણો આ ઘોર દ્વંદ્વયુદ્ધને જોવા લાગ્યા. એક પ્રહર સુધી બન્ને વીરવરો લડતા રહ્યા, પછી મકવાણા ઢળી પડ્યો પણ કન્હ ચૌહાણની હાલત પણ સારી ન હતી, એને તુર્તજ વૈદ્યો પાસે લઈ જવામાં આવ્યો.

સારંગ મકવાણાની વીરગતિ જોઈ ભીમદેવ આગળ વધ્યો, હવે પૃથ્વીરાજે એના તરફ ધસારો કર્યો.

'અલ્યા પૃથુ, તારે તારા બાપ સોમેશ્વરના દર્શને જવું છે ને?' ભીમદેવ ગર્જ્યો.

'આજે તને જીવતો ન છોડું.' પૃથુએ તલવાર વિંઝી.

પૃથુ અને ભીમદેવ સમોવડિયા હતા, બન્નેની વય પણ લગભગ સરખી હતી. બંને તલવારી યુદ્ધના વિશારદ હતા.

પ્રચંડ સમશેરો અથડાઈ અને અગ્નિકણો ખર્યા, એક-બીજાને જનોઈવિઢ કાપી નાખવા બન્ને યોદ્ધાઓ એકએક કદમ પાછળ હટ્યા. ભીમદેવનો દેહ પૃથુની સરખામણીમાં વધુ પ્રચંડ હતો, એણે જનોઈવિઢ ઘા કર્યો, જોનારાની

આંખો ફાટી પડી. બધાંને લાગ્યું કે ઘા નિષ્ફળ નહિ જાય, પણ પૃથુએ ક્ષણાર્ધમાં કૂદી જઇ ઘા ચૂકવ્યો, અને તુર્ત જ વળતો પ્રહાર કર્યો. ભીમદેવે પૃથુનો ઘા પોતાની ઢાલ ઉપર ઝીલ્યો.

તલવારો વિંઝાતી હતી, અષાઢના કૃષ્ણપક્ષની વિજળી ચમકે એમ ચમકી જતી હતી, પેંતરા લેવાતા હતા, પ્રહાર થતા હતા અને ઢાલ ઉપર ઝીલી લેવાતા હતા. કોઇ જોરાવર, જંગલી મહિષો આથડે એમ બન્ને આથડી રહ્યા. બન્ને હાંફતા હતા, બન્નેની છાતી ધમણની જેમ ફૂલી ચૂકી હતી, પણ બન્નેના પગ અડગ હતા. બન્ને આગળ વધતા હતા, પાછળ હટતા હતા અને લાગ મળ્યે સમશેરથી લોહીની શેડયો ઉડાડતા હતા.

'પિથલ....પિથલ....બાપ....તારી અસિને ખમ્મા! તને ખમ્મા! ચૌહાણ ગૂડી નાખ આ પારકી અમાનત–ઉપર ખરાબ નજર નાખનારને! રંગ છે ભા તારી સમશેરને! રંગ છે તારી રણનિપૂણતાને! રંગ છે તારા સૌંદર્યને!'

ચંદ પિથલને પાનો ચડાવી રહ્યો હતો.

'આજ તો રાક્ષસને હણ્યે છૂટકો છે ચંદ!' પૃથુએ ત્રાડ દીધી; 'આજે કાં હું નહિ કાં ભીમ નહિ!'

એવામાં ભીમદેવની તલવારે પિથલને લોહીઝાણ કરી મૂકયો, પણ ભીમદેવ હવે પોતાના પ્રચંડ શરીરને લીધે હાંફી ચૂકયો હતો. પૃથુને જનોઇવઢ કાપી નાખવા એ બે ડગલાં પાછળ ખસવા ગયો, પછી લથડયો, એ પોતાના

દેહને સંભાળે એ પહેલા પૃથુની કાળની જિહવા સમી તલવાર ઉતરી અને ભીમદેવનું માથું ધડથી અલગ થઈ દૂર ઉડી પડયું.

યુધ્ધ પૂરું થયું ત્યારે બચેલું સોલંકી સૈન્ય નાસી છૂટયું હતું. રણભૂમિ ઉપર મડદાઓના અંબાર ખડકાઈ ગયા હતા. આબુનો પથ્થરે પથ્થર શોણિતભીનો બની ચૂકયો હતો.

આ ભિષણ સંગ્રામમાં પાંચસો હાથી, પંદરસો અશ્વ અને આઠ હજાર યોધ્ધાઓ મૃત્યુ પામ્યા. આબુની ખીણો, કોતરો અને કંદરાઓ શબોથી ભરાઈ ગઈ. આકાશેથી ગીધો ઉતરી આવ્યા અને પશુ અને પક્ષીઓએ મળી માનવ લાશોને ચૂંથવા માંડી. હવા બોઝીલ અને દુર્ગંધ યુક્ત બની ગઈ. ગુજરાતની તો મોટા ભાગની સેના કપાઈ ચૂકી હતી. આ યુધ્ધ પછી ગુજરાતમાંની સોલંકી સત્તા લગભગ નામ-શેષ બની ગઇ અને ફરી બેઠા થવાની તાકાત ગુજરાત લગભગ ખોઈ ચૂકયું.

પૃથ્વીરાજને વિજય મળ્યો, એ પછી ચૌહાણ સેના ઠેઠ સિધ્ધપુર–પાટણ સુધી ધસી ગયેલી. પૃથ્વીરાજ પાટણનું સહસ્રલિંગ તળાવ જોઈ ચકિત બની ગયેલો

કર્ણાટકની તરફની અને પાટણપતિ ભીમદેવની અત્યંત પ્રિય એવી એક રૂપરૂપ અને રૂપના સાગર જેવી નૃત્યાંગના અહીં પૃથુને મળી. પૃથુ કર્ણાટકીને જોઈ વિહ્‌વળ બની ગયો. નૃત્ય, ગાયન, વાદનમાં નિપૂણ કર્ણાટકીએ પહેલી જ

નજરે પૃથુને જીતી લીધો.

કર્ણાટકીને લઇ પૃથુ ચૌહાણસેના સાથે દિલ્હી પાછો ફર્યો.

આ કર્ણાટકી એ પણ 'પૃથ્વીરાજ રાસા'નું એક સંતાન છે એમ કહેવાની જરૂર રહેતી નથી.

## ૫

# સ્વાતંત્ર્ય યજ્ઞ

સમ્રાટ પૃથ્વીરાજની યશગાથાઓ હવે પવનની પાંખે ઉડવા લાગી. એના રૂપ, ગુણ, વીરત્વ અને રસિકતાની ગાથાઓ રચાવા લાગી અને લોકકવિઓ મારફત ભારત વર્ષના ખૂણે ખૂણે ફરી વળી. પૃથુના વીરત્વ ઉપર દેવગિરિના યાદવનરેશની કન્યા શશિવદના ઘેલી બની ગઈ. એણે એક દૂત મારફત પોતાની ઝંખના પૃથ્વીરાજને પાઠવી.

પૃથ્વીરાજે આ પત્ર કૈમાસને આપ્યો.

'મહારાજ.' મંત્રીશ્વર કૈમાસ દહિમા બોલી ઊઠયો: 'આ કન્યા તો રાઠોડરાજ જયચંદ્રની છે, જયચંદ્ર સાથે એનો વેવિશાળવિધી સંપન્ન થયેલો છે.'

'તો પછી જયચંદ્રનું નાક એક વેંત ભરીને કાપવાનો

આ સરસ મોકો છે.'

'મહારાજ, રાઠોડ સૈન્ય હજુ આપણી સરહદે પડ્યું છે.'

'માસીબા કાંચનશિલાદેવીએ પુત્રનું આક્રમણ ખાળ્યું છે. ધન્ય છે માસીબાને.'

'મહારાજ.' કૈમાસ બોલ્યો; 'કનોજની સેના સાગર જેવડી છે. આપણી હાર નિશ્ચિત જ હતી, પણ મોરચા ઉપર સૌથી આગળ કાંચનશિલા દેવીને ઉભેલી થઇ. કનોજના સેનાપતિઓએ યુદ્ધ અટકાવી દીધું!'

'પછી! પછી શું થયું!'

'કનોજનું સૈન્ય અને સેનાધિપતીઓ દ્વિધામાં મૂકાઈ ગયા. પોતાની જ રાજમાતા સામે તલવારો ખેંચવી કે નહિ એની વિમાસણમાં એ ગૂંચવાઈ ગયા અને છેવટે યુદ્ધ બંધ રાખી એમણે રાઠોડરાજ જયચંદ્રને હકિકત જણાવી.'

'જયચંદ્ર વિફર્યો હશે?'

'સમાચાર મળતાં જ જયચંદ્ર તાબડતોબ મોરચે આવ્યો.' કૈમાસે કહ્યું; 'એણે તુર્તજ પોતાના દશ સેનાધિપતિઓના માથાં ઉતારી લીધાં.'

'આહા!' પૃથ્વીરાજ ચોંકી ઊઠયો; 'જયચંદ્ર ઘાતકી છે.'

'સૈન્યને શિસ્ત આપવા માટે એ એ પગલું ભર્યું, રાજાજ્ઞાનું ઉલ્લંઘન કરનારને દેહાંતદંડ આપ્યો પણ આ, દરમિયાનમાં ઘણો સમય ચાલ્યો ગયો અને તમે દિલ્હી પાછા ફર્યા.'

'કૈમાસ, આપણી ચૌહાણસેનાને અદ્યતન બનાવો. નગરકોટમાંથી આપણને જે અપાર સુવર્ણ મળ્યું છે એનાથી સેનાને વિશાળ બનાવો.'

'ચામુંડ અત્યારે આ કામગીરી સંભાળી રહ્યો છે મહારાજ. આપણી સેના વિશાળ બની રહી છે. રાજ્યમાં ઠેરઠેર શસ્ત્રાગાર ઊભા થઈ રહ્યા છે.'

'તો હવે આ શશિવદનાનું શું કરવું છે ?' પૃથુએ પૂછ્યું.

'ક્ષત્રિય ધર્મ તો કહે છે કે જે કન્યા તમને હૃદય આપી ચૂકી છે એને તમારા રણવાસમાં લઈ આવવી.'

'અને જયચંદ્રની વાગ્દત્તાને મેળવી એનું નાક કાપવું.'

'તમે દેવગિરિ ઊપડો મહારાજ.' કૈમાસની આંખો ચળકી ઊઠી; 'વ્યૂહ અને રાજનીતિ પ્રમાણે પણ તમે દેવગિરિ જાઓ તો એ એક યોજના બની રહેશે.'

'કેમ ?'

'જયચંદ્ર અત્યારે આપણી સામે જ છે, એ પોતાની જ માતા સામે યુદ્ધ લડી લેવા માગે છે. યુદ્ધ કે રાજનીતિમાં સંબંધને કોઈ સ્થાન નથી એમ એ માને છે, પણ જેવી એને ખબર પડશે કે તમે શશિવદનાનું હરણ કરવા દેવગિરિ જાઓ છો કે તુર્ત જ એનું લક્ષ્ય દેવગિરિ તરફ દોરાશે. એ તમને પડકાર્યા વગર રહેશે નહિ, પરિણામે અહીં, આપણી સામેનો રાઠોડ મોરચો જે હાલ તંગ છે એ આપો-આપ ઢીલો પડી જશે.'

'સમજાયું.' પૃથુએ માથું હલાવ્યું; 'એને એ મોરચે

લડવું પડશે.'

'એને બીજો મોરચો ખોલ્યા વગર છૂટકો જ નથી.' કૈમાસ દૃઢતાથી બોલ્યો; 'જો તમે દેવગિરિ મોરચે રાઠોડોને શિકસ્ત આપો તો આ મોરચે હું એમની કમ્મર તોડી નાખીશ.'

રાજા અને મંત્રી યોજના ગોઠવવા લાગ્યા.

પૃથ્વીરાજે એક નાનકડી સેના સાથે પોતાના એક સેનાનાયકને દેવગિરિ મોકલ્યો અને એની પાછળ પાછળ એ પોતે પણ ચાલી નીકળ્યો. જયચંદ્રના ગુપ્તચરોએ જ્યારે આ માહિતી મેળવી ત્યારે એ લોકોએ દોડતાં જઈ એને ચેતવ્યો. જયચંદ્રે તુર્તજ મોરચે ગોઠવાયેલી સેનામાંથી એક ભાગને છૂટો પાડી દેવગિરિ રવાના કર્યો.

દુર્ગ દેવગિરિના દરવાજા ભીડાઈ ગયા અને જયચંદ્રની સેનાએ દુર્ગને ઘેરીને પડાવ નાખ્યો.

પૃથ્વીરાજ પહોંચે એ પહેલાં જ ચૌહાણો દેવગિરિ પહોંચી ગયા. દક્ષિણમાં, દેવગિરિના પાદરે, ચૌહાણો અને રાઠોડો વચ્ચે જંગ મંડાયો.

એવામાં પૃથ્વીરાજ ખુદ આવી પહોંચ્યો અને રાઠોડો બૂરે હાલે હારી ભાગી છૂટયા.

દેવગિરિનરેશે પૃથ્વીરાજનો સત્કાર કર્યો, મહોત્સવ ઉજવ્યો અને પોતાની ચતુર અને રૂપવતી કન્યા શશિવદનાના લગ્ન પૃથ્વીરાજ સાથે કરી આપ્યા.

પૃથ્વીરાજ જ્યારે દેવગિરિમાં લગ્ન કરી રહ્યો હતો

ત્યારે, કૈમાસ અને કાંચનશિલા રાઠોડ સૈન્ય ઉપર તૂટી પડયા. ઘમાસાણ યુદ્ધ થયું અને રાઠોડો પરાજીત થઈ નાસી છૂટયા.

બન્ને મોરચે પરાજીત થતાં જયચંદ્ર ક્રોધથી સળગી ઊઠયો. આ ઉપરાંત પોતાને વરેલી કન્યા પૃથ્વીરાજ ઉઠાવી ગયો એથી એનું નાક કપાઇ ગયું. જયચંદ્રના ક્રોધનો વિસ્ફોટ થયો અને એ હળાહળ દ્વેષમાં પરિણમ્યો.

પૃથ્વીરાજનું નિકંદન કાઢી નાખવાની એણે પ્રતિજ્ઞા લીધી. ગંગાજળ અંજલિમાં લઈ એણે શપથ લીધા.

'દિલ્હીને હું સ્મશાનમાં ફેરવી નાખીશ અને ચૌહાણોનું નિકંદન કાઢીશ.'

'મહારાજ.' એનો મંત્રીશ્વર દેવરાજ ધ્રૂજી ઊઠયો; 'તમારા શપથ આપણને મોંઘા પડશે.'

'શપથ એટલે શપથ.' જયચંદ્ર બોલ્યો; 'દેવરાજજી, તમે મારો પત્ર લઇ પંજાબ જાઓ, ત્યાં સિંધુને પેલે પાર અને મુલતાનની પશ્ચિમે તમને યવન સરદાર તાતારખાન મળશે, એમને મારો પત્ર પહોંચાડો.'

'આપનો ઈરાદો શો છે પ્રભુ?'

'ઈરાદો!' જયચંદ્ર ત્રાડયો; 'હું હવે દિલ્હીની શેરીઓ સૂની જોવા ઇચ્છું છું, ચૌહાણકૂળની વિધવાઓના કલ્પાંત જોવા ઇચ્છું છું. હું એક લોહીનો દરિયો વહાવી દેવા માગું છું.'

'સુલતાન શાહબુદ્દીન ઘોરી દ્વારા?' મંત્રીશ્વરે ચકિત બની પૂછયું.

'રાજનીતિ ! ચાણક્યતિ ! શઠનીતિ !'

'તમારી નીતિ કદાચ યથાર્થમાં પલટાયા ખરી, પણ પ્રભુ, આ નીતિ ખતરનાક છે, ઘોરી તો શઠનો પણ શઠ છે.'

'ભૂતકાળને ભૂલી જાઓ દેવરાજ, ભવિષ્યને પણ ભૂલી જાઓ. વર્તમાનને જ નજર સામે રાખો. આપણે ઘોરીને નિમંત્રણ પાઠવો કે દિલ્હીનું સમ્રાટપદ જોઈતું હોય તો આવો અને પૃથ્વીરાજને હણો. અમે તમારી સાથે છે.'

દેવરાજ ક્ષણભર ચૂપ થઈ ગયો.

'શું વિચારો છો મંત્રીશ્વર ?'

'વિચારું છું કે ભારતવર્ષમાંથી રજપુતી પરવારી જશે કે શું ?'

'ભલે પરવારી જાય, કોઈ પણ ભોગે, કોઈ પણ કિંમતે પૃથુને હણો !'

'આપણે આપણી રાઠોડસેના દ્વારા પૃથુને હણીએ એ એક વાત છે પ્રભુ અને વિદેશીને નિમંત્રી હણીએ એ બીજી વાત છે.'

'તમારો વિચાર હું સમજું છું દેવરાજ.' જયચંદ્રે શરાબની પ્યાલી મોઢે માંડી; 'સાંભળો.' પાનનું બીડું મોઢામાં મૂકી એણે કહ્યું; 'તમે મને જણાવો કે પૃથુ કેટલી લડાઈઓ લડચો ?'

આંખો પહોળી કરી દેવરાજ રાજાને જોઈ રહ્યો. એને જયચંદ્રનો પ્રશ્ન જ ન સમજાયો. એની મૂંઝવણ જોઈ જયચંદ્ર મલકચો.

'તમે કહેશો કે ઘણી લડાઈ એ લડયો, બરાબર છે, પણ એમાંથી કેટલી લડાઈ એ ભારતવર્ષની સ્વતંત્રતા માટે લડયો? જુઓ એ ભીમ સામે લડયો-ઇચ્છન માટે, એ દેવગિરિને પાદરે આપણી સાથે લડયો-શશિવદના માટે! સરહદ ઉપર યવન સામે એ લડયો અને જીત્યો, કારણકે એની પાછળ ઉત્તર ભારતના રાજાઓની હરોળ ઊભી હતી.'

પાનદાનીમાં થૂંકનો કોગળો ઠાલવી એણે કહ્યું; 'દેવરાજ, પૃથુ વિલાસી જ નહિ કામાસક્ત બની ગયો છે. કામ પ્રત્યેની એની આસક્તિ એના પ્રચંડ પૌરુષત્વને હણી નાખશે. 'પેલી ચંદ્રાવતીની ઇચ્છન, કૈમાસની બહેન પદ્મા, ગુજરાતની પેલી કર્ણાટકી અને હવે આ શશિવદના, આ ચારેય નારીઓ નિપૂણ છે – કામશાસ્ત્રમાં! યાદ રાખો, કર્ણાટકી એને ખંડેર બનાવી દેશે. જે રાજા કામાસક્ત હોય એ પ્રજાનું શું ભલું કરવાનો છે?'

'રજપુતોના પાપના ઘડા ભરાઈ ગયા છે પ્રભુ.'

'એમાં રાઠોડોનો સમાવેશ ન કરશો મંત્રીશ્વર.' જયચંદ્ર ખડખડાટ હસ્યો, પછી પૂછ્યું; 'પૃથુને સખત શિક્ષા થવી જોઈએ એ વાત સાથે તમે શું સહમત નથી?'

'છું.' દેવરાજે કહ્યું; 'શશિવદના સાથેના સંબંધથી એણે રાઠોડોની તલવારને લલકારી છે, એનો વધ થવો જ જોઈએ, પણ એ માટે આ ઘોરીને નિમંત્રવો મને યોગ્ય નથી લાગતું.'

'એની પાસે અઢળક સુવર્ણ છે મંત્રી, એણે ચૌહાણ-સેનાને અજેય બનાવી દીધી છે. એનો શસ્ત્રાગાર સૌથી શ્રેષ્ઠ છે, અને ચામુંડ હજુ ન જાણે કેવાકેવા, નવાનવા શસ્ત્રો સેનાને આપશે. મેં કહ્યું એમ કરો. સુલતાનને મારો સંદેશો આપો.'

પૃથ્વીરાજની દિનચર્યા ઉપર ઘોરીનો સતત પહેરો હતો. એના ગુપ્તચરો દિલ્હીની રજેરજ માહિતી કાબૂલ પહોંચાડતા હતા. પૃથ્વીરાજનું કાટલું કાઢી નાખવામાં આવે તો જ દિલ્હીની સલ્તનત હસ્તગત થઈ શકે, અને જો દિલ્હી મળે તો પછી સારાય હિન્દુસ્તાનને જીતવું એને મન રમત વાત હતી.

ઘોરી અને ગિઝનીના આક્રમણોમાં ઘણો તફાવત છે. મહમ્મદ ગિઝનીને ફક્ત મૂર્તિઓ તોડવામાં જ રસ હતો. એ વિશ્વનો મહાન બૂત શિકસ્ત બનવા માગતો હતો. અને 'ગાઝી' ઉપનામ સાર્થક કરવા માગતો હતો. એને હિન્દુસ્તાન ઉપર સત્તા ભોગવવામાં જરાય રસ ન હતો; જ્યારે ઘોરીના બધાં જ આક્રમણો પાછળ ભૂમિ લાલસા હતી. ગિઝનીના આક્રમણો ધર્માન્ધ હતા, ઘોરીના રાજકીય હતા.

ભારતને ગિઝનીના આક્રમણોથી જે નુકસાન થયું એથી અનેકગણું વધુ નુકસાન ઘોરીના આક્રમણોથી થયું.

જયચંદ્રનો પત્ર મળ્યો ત્યારે ઘોરી એક નવા આક્રમણનો પ્રબંધ કરી જ ચૂક્યો હતો. પત્ર વાંચી એણે રણગર્જના કરી; 'અલ્લા હો અકબર.' એની મહાબળવાન

સેનાએ પડઘો પાડ્યો....'અલ્લા હો અકબર.'

ઘોરીની સેના વિશાળ હતી. એના અશ્વો ઊંચી ઓલાદના અસલ અરબ્બી હતા. એના તાતાર યોદ્ધાઓ, અફઘાન યોદ્ધાઓ, પઠાણો, બલુચો, તૂર્કો પાસે એક આગવી રણનીતિ હતી. પાંત્રીસ હજાર અશ્વારોહી દળ સાથે એ સીધો જ લાહોર ઉપર ત્રાટક્યો.

પહેલે જ સપાટે લાહોર પડ્યું. અફઘાનોએ શહેરમાં કતલ ચલાવી, ત્યાં રહેલી ચૌહાણોની નાનકડી સેના કપાઈ ગઇ.

અફઘાન સેના દાવાનળ ફેલાય એમ પંજાબમાં ફરી વળી. દિલ્હી જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે પૃથ્વીરાજ કર્ણાટકીના બાહુપાશમાં વિંટાઈને મદ્યપાન કરી રહ્યો હતો.

'આ શું કૈમાસ?' કવિવર ચંદ ગર્જી ઊઠ્યો; 'પંજાબ હાથમાંથી ગયું? તમે શું કરો છો? ચામુંડ શું કરે છે? મહારાજ પિથલ શું કરે છે?'

'ધીરજ ધરો કવિ, અમે ઊંઘતા નથી.' કૈમાસ બોલ્યો; 'મહારાણા સમરસિંહ આવી રહ્યા છે.'

'અરે, પણ કૈમાસ ઘોરી તો દાવાનળની માફક ધસ્યો આવે છે.'

મેવાડની સેના સાથે રાણા સમરસિંહ આવી પહોંચ્યા.

એ દરમિયાનમાં ચૌહાણસેના લઈ ચામુંડ ચિનાબને કાંઠે પહોંચી ચૂક્યો હતો.

પૃથ્વીરાજની નિદ્રા–મોહનિદ્રા વરાળ બની ગઇ. જ્યારે

એણે સાંભળ્યું કે પંજાબ હાથમાંથી ચાલ્યું ગયું છે ત્યારે એ તમામ મોહબંધનો ફગાવી યુધ્ધની મંત્રણાસભામાં આવી બેઠો.

યુદ્ધ મંત્રણાસભા ચિક્કાર હતી. કૈમાસે તમામ સામંતોને, મંડલેશ્વરોને, રાજાઓને અને રાણાઓને પોતપોતાના સૈન્ય સાથે દિલ્હી તેડાવી લીધા હતા.

પૃથ્વીરાજની બાજુમાં જ પરમ શિવભક્ત, ત્રિપૂંડધારી, જટાધારી, અને જાણે તલવાર સાથે જ જન્મ્યા હોય એવા મહારાણા સમરસિંહ બેઠા હતા, બીજી તરફ પૃથુના મહાપરાક્રમી કાકા કન્હ હતા, આ ઉપરાંત કૈમાસ, ચંદ, રામરાય ગુજજર, ધીરપૂંડીર, જેતપવાર, રામકાઠી, જામ જાદવ, આતતાય ચૌહાણ, લંગીરરાય, મહાબળવાન હાહુલીરાય, બલભદ્ર, કૂરંભદેવ, ગોવિંદરાય, તુંવર પહાડ, અજાનબાહુ સિધ્ધ પરમાર, નિડુરાય, કનક ચૌહાણ, સંજમરાય – તમામ વીરવરો વીરાસન વાળીને બેઠા હતા.

'કૈમાસ.' પૃથ્વીરાજ બોલ્યો; 'આપણે મહાસેનાધિપતી પદે કોનો અભિષેક કરશું ?'

'મહારાજ.' કૈમાસને બદલે કવિ ચંદ બોલી ઊઠ્યો; 'ક્ષત્રિયના દશ ધર્મ છે, આ દશેદશ ધર્મ જેણે ધારણ કર્યા હોય એ જ આપણો મહાસેનાપતિ.'

'એ દશ ધર્મ કયા છે કવિવર ?'

'સાંભળો મહારાજ.' કવિવર બોલ્યો.

प्रथम अंग बल होई, द्विते अभ्यासशस्त्रको,
तृतीय सतभोग सदा, चतुर्थ मदहरनशत्रुको,
पंचमे सब छल जाने, खटको भोजन भूले,
सप्त संधिविग्रहकाम, अष्टमे न चित्त चूके,
नवे निडर चल जाय सीत घाम सम कर भमे,
कवि चंद कहत पिथिराज राजन् एहि गुन क्षत्रिय धर्ममे ॥

'તો આવો સર્વધર્મ ધારણ કરનારો નરશાર્દૂલ આપણી પાસે કોણ છે?'

'રાણાજી – સમરસિંહજી.' ચંદે કહ્યું.

તુર્તજ પૃથ્વીરાજે મહાસેનાધિપતિ પદે સમરસિંહનો અભિષેક કર્યો. સાળો – બનેવી બાથ ભરીને ભેટચા.

રત્નજડિત તલવાર પૃથુએ રાણાની કમ્મરે બાંધી.

જયજયકારથી યુદ્ધસભા ગાજી ઊઠી.

'તમે અમને રણમાં દોરી જાઓ મહાસેનાપતિ.' પૃથુએ નમ્રતાથી કહ્યું.

'પૃથુ, કવિવર ચંદે ધર્મના જે દશ લક્ષણ આપ્યા એ તમામ કદાચ હું પણ ન ધરાવતો હોઉં! ક્ષત્રિયનો સાચો ધર્મ છે તલવાર – આતતાયિનો વધ કરવા માટે અને ધર્મના રક્ષણ માટે, બીજો ધર્મ છે, આ રુદ્રાક્ષમાળા; શિવભક્તિ માટે.

પૃથુ, તમને દુઃખ લાગે તો માફ કરજો પણ તમે અસાવધ રહ્યા છો, પરિણામે યવન પંજાબ સુધી ધસી આવ્યો. સીમાની સુરક્ષા એ રાજાનો સૌથી પ્રથમ ધર્મ છે. હું જાણું છું કે તમે કાયર નથી, પણ પ્રમાદી બન્યા છો, તમે

વિલાસી બન્યા છો. ચાલો, હું તમને વિજય આપીશ. ભગવાન રૂદ્રના સોગંદ – હું એ યવનને એવો ધમરોળી નાખીશ કે ભારતવર્ષ સામે જોવાની હિંમત નહિ કરે. ચોક્કસ, તમે સાવધ રહેશો તો એ હિંમત નહિ કરે. ચાલો....રણાંગણે ચાલો.... જય એકલિંગ !'

'જય એકલિંગ !' પડઘા પડયા.

ચિનાબને કાંઠે, ચામુંડની સેનાને અમરસિંહની સેના જઈ મળી, જાણે ગંગા અને યમુનાનો સંગમ થયો. સાંઠ હજાર અશ્વોની હાવળોથી હવા ફાટવા લાગી, યોધ્ધાઓની અને અશ્વોની પદધૂલીથી આકાશ છવાઈ ગયું. સેંકડો ઐરાવતોને ભરપૂર શરાબ પાઈ કાળભૈરવ શા બનાવી મૂકવામાં આવ્યા. જોજન, જોજન સુધી સૈન્યનો પથારો ફેલાયો.

શાહબુદ્દીન ઘોરીએ રજપુત સેના જોઈ. છાતી બેસી જાય એવા ગજરાજો જોયા. ચૌહાણોના ચળકતા ભાલા જોયા, એંસી હજાર યમની જીહ્વા જેવી અસિઓ જોઇ. એણે પોતાની અફઘાનસેનાને પ્રચંડ વેગમાંથી ધસી જવા આજ્ઞા આપી.

ઘોર, ભિષણ, કાળજું ફાટી પડે એવું યુધ્ધ ચિનાબને કાંઠે મંડાયું. સમરસિંહનો વ્યૂહ ભેદવો એ લોઢાના ચણા ચાવવા જેવું કામ હતું. ત્યાં ચૌહાણસેનાની મોખરે ચામુંડ સાક્ષાત રૂદ્ર બની ઘૂમવા લાગ્યો, એની બાજુમાં જ જેત પવારે અફઘાન સેનાના આઘાતને રોકયો.

માથાં કપાતાં હતાં અને રક્તના ફુવારા ઉડતા હતા, જનોઇવઢ ઝાટકા પડતા હતા. કાળજગીરી ચીસો ઉઠતી હતી,

પરશુઓ ઉછળતી હતી અને યોદ્ધાઓ વઢાઈ જતા હતા.. વિનાશ....વિનાશ...વિનાશ! ઘોર પૈશાચિક વિનાશલીલાથી ચિનાબ રક્તવર્ણી બની ગઈ. શૌર્ય ઉછળતું હતું, મોતની દરકારજ ન હતી. એકએક યોદ્ધો વિનાશલીલામાં રમમાણ બની ગયો.

સિંધુડા સૂરોથી હવા ફાટી પડી, ઢોલ, નગારાં, તૂર્ય, ભેરીનાદો, પડકારો, લલકારો કોલાહલના સમુદ્રમાં યોદ્ધાઓ પરપોટા જેવા લાગતાં હતા. આકાશ ધૂળથી છવાઇ ગયું, હવા હાથીઓની ભિષણ ચિંઘાડોથી ફાટવા લાગી, દોડતા ઘોડાના ડાબલે માનવમાથાં ઉડવા લાગ્યા.

સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી યુધ્ધ ચાલ્યું, પણ પરિણામ ન આવ્યું.

'કાલે આ યુધ્ધનો અંત હું લાવી આપીશ.' ચામુંડે કહ્યું. એના શરીર ઉપર ઠેરઠેર ઘા પડયા હતા, છતાંય એ સ્વસ્થ હતો.

'કાલે આ યુદ્ધને હું પૂરું કરીશ.' રાણા સમરસિંહ બોલ્યા.

પ્રભાતે શંખનાદ થયા. ચૌહાણ અશ્વદળ તીરની જેમ છૂટયું. એનો વેગ, એની ગતિ, એનું શૌર્ય અને સાહસ તથા નર્યી ગાંડી રજપુતીને સાક્ષાત નજરે જોઈ ઘોરી ખુદ આગળ વધી ગયો, પણ એ પહેલાં જ ચામુંડે અફઘાન વ્યૂહને તોડી નાખ્યો. ઘોરીનો સિપહસાલાર તાતારખાન ચામુંડના વેગને રોકવા આગળ વધ્યો, પણ તુર્તજ-

ભીમ પરાક્રમી કન્હ ચૌહાણે એને રોકી દીધો.

ચામુંડાના પ્રચંડ વેગને રોકવો એ કાળને રોકવા બરાબર હતું. અફઘાન સૈન્ય છિન્નભિન્ન થઈ ગયું. ઘોરી ચામુંડનું પરાક્રમ અને એણે આદરેલો માનવસંહાર જોઈ પાછો હટચો. એણે જોઈ લીધું કે આ યુદ્ધ હવે હાથથી ગયું છે.

ચામુંડે પણ જોઈ લીધું કે સુલતાન ભાગવાની તૈયારીમાં જ છે. એણે તુર્ત જ પોતાની યુદ્ધનીતિ પ્રમાણે તલવાર ફેંકી ગદા ઉપાડી. પહેલે જ ઝપાટે એણે ઘોરીના ચોસઠ અંગરક્ષકોને ઢાળી દીધા. શૌર્ય – પ્રચંડ શૌર્યથી એનું ગળું ફાટી પડયું; 'ભાગશો નહિ સુલતાન, યુદ્ધ આપો, આવો હું. ચંડપૂંડીર ચામુંડ તમને લલકારું છું.'

ભિષણ–રૂદ્ર–બિભિષણ ચામુંડને જોઈ શાહે પીઠ બતાવી અને અશ્વને એડી લગાવી. સુલતાનનો અશ્વ ઉછળ્યો, એજ ક્ષણે ચામુંડે ગદા ફેંકી દઈ અશ્વના પાછલા બેઉ પગ ઝાલી લીધા.

અશ્વ પથ્થરની જેમ પડયો, શાહબુદ્દીન મોંભેર ભૂમિ ઉપર પટકાયો. ભારતવર્ષના સર્વશ્રેષ્ઠ મલ્લ ચામુંડે તુર્ત જ એને પોતાના બાહુમાં ભીડી દીધો.

તાતારખાન ભાગ્યો, અફઘાન સેના ચારે તરફ નાસવા લાગી.

ઠેરઠેર જયઘોષ ઊઠયા, દુંદુભી ગગડયા, શંખનાદો થયા. શાહબુદ્દીન ઘોરીને તુર્ત જ વજ્રશૃંખલાથી બાંધી

દેવામાં આવ્યો.

લોહી તરબોળ ! શૌર્યથી ધ્રુજતા, સેંકડો નાનામોટા ઝખમથી વેતરાઈ ચૂકેલા ચામુંડને પૃથ્વીરાજ બથ ભરીને ભેટી પડ્યો.

'ચામુંડ....ચામુંડ....તું સાંભળે છે ચામુંડ ! ભારતવર્ષનો તું શ્રેષ્ઠ યોદ્ધો છે, ચામુંડ.' ચામુંડની આસપાસ વૈદ્યો વિંટળાઈ વળ્યા.

'નહિ: બન્ને હાથ ફેલાવી ચામુંડે વૈદરાજોને ખસેડી નાખ્યા; 'ચામુંડને મલમપટ્ટા ન હોય, આ રક્ત જે વહે છે એ આ દેશના સ્વાતંત્ર્ય માટે વહે છે, એને વહેવા દો, આ લોહી મહારાજ પૃથ્વીરાજ ચૌહાણ માટે વહે છે, એને વહેવા દો. શોણિત વહાવી મને પવિત્ર થવા દો. આ ધરાની ધૂળ સાથે મારા રક્તને ભળવા દો.'

બંધનગ્રસ્ત ઘોરીને લઈ પૃથ્વીરાજ સેના સાથે દિલ્હી પાછો ફર્યો.

સારુંય દિલ્હી વિજયી સેનાને સત્કારવા ગાંડું બન્યું. રાજમાર્ગો ઉપર ફૂલની બિછાતો થઈ ગઈ, સુગંધી દ્રવ્યોથી હવા મઘમઘી ઊઠી, કનોજના અત્તરોનો છંટકાવ થયો. ઠેર ઠેર નૃત્યો થવા લાગ્યા, ઠેર ઠેર વાદ્યો વાગી ઊઠ્યા, ઘેર ઘેર કંસાર રંધાયા.

એક પ્રચંડ હાથી ઉપર પાંજરું મૂકવામાં આવ્યું અને એમાં શાહબુદ્દીન ઘોરીને બેસાડવામાં આવ્યો, એની બાજુના જ હાથી ઉપર ભીમ પરાક્રમી કન્હ ચૌહાણ હતો,

ભીમ પરાક્રમી કન્હ ચૌહાણે એને રોકી દીધો.

ચામુંડાના પ્રચંડ વેગને રોકવો એ કાળને રોકવા બરાબર હતું. અફઘાન સૈન્ય છિન્નભિન્ન થઈ ગયું. ઘોરી ચામુંડનું પરાક્રમ અને એણે આદરેલો માનવસંહાર જોઈ પાછો હટયો. એણે જોઈ લીધું કે આ યુદ્ધ હવે હાથથી ગયું છે.

ચામુંડે પણ જોઈ લીધું કે સુલતાન ભાગવાની તૈયારીમાં જ છે. એણે તુર્તજ પોતાની યુદ્ધનીતિ પ્રમાણે તલવાર ફેંકી ગદા ઉપાડી. પહેલે જ ઝપાટે એણે ઘોરીના ચોસઠ અંગરક્ષકોને ઢાળી દીધા. શૌર્ય – પ્રચંડ શૌર્યથી એનું ગળું ફાટી પડયું; 'ભાગશો નહિ સુલતાન, યુદ્ધ આપો, આવો હું. ચંડપૂંડીર ચામુંડ તમને લલકારું છું.'

ભિષણ–રૂદ્ર–બિભિષણ ચામુંડને જોઈ શાહે પીઠ બતાવી અને અશ્વને એડી લગાવી. સુલતાનનો અશ્વ ઉછળ્યો, એજ ક્ષણે ચામુંડે ગદા ફેંકી દઈ અશ્વના પાછલા બેઉ પગ ઝાલી લીધા.

અશ્વ પથ્થરની જેમ પડયો, શાહબુદ્દીન મોંભેર ભૂમિ ઉપર પટકાયો. ભારતવર્ષના સર્વશ્રેષ્ઠ મલ્લ ચામુંડે તુર્તજ એને પોતાના બાહુમાં ભીડી દીધો.

તાતારખાન ભાગ્યો, અફઘાન સેના ચારે તરફ નાસવા લાગી.

ઠેરઠેર જયઘોષ ઊઠયા, દુંદુભી ગગડયા, શંખનાદો થયા. શાહબુદ્દીન ઘોરીને તુર્તજ વજ્રશૃંખલાથી બાંધી

'ક્ષમા એ વીરનું ભૂષણ છે મહારાજ.' પૃથ્વીરાજના કાકા કન્હ ચૌહાણ બોલી ઊઠ્યા.

વિવાદ થયો. આખરે પૃથ્રાજે શાહબુદ્દીન ઘોરીનો દંડ જાહેર કર્યો.

'બે હજાર અશ્વો, પચાસ હાથી, અને પાંચ હજાર સુવર્ણમુદ્રા ભરપાઈ કરવામાં આવશે તથા હવે પછી હિન્દુસ્તાન ઉપર ચડાઈ નહિ કરવાનું કબૂલાતનામું અપાશે ત્યારે તમારા સુલતાનનો છૂટકારો થશે.'

તાતારખાને તુર્ત જ દંડ ભરી દીધો, દંડ ઉપરાંત મનોહર ગાલિચાઓ, રત્નજડીત તલવાર અને કાશ્મિરની ઉત્તમ શાલો ચૌહાણને મોકલી આપી.

શાહબુદ્દીન ઘોરી બંદીગૃહેથી છૂટયો.

## ૬

# જળસમાધિ

ચિનાણના યુદ્ધ પછી પૃથ્વીરાજને થોરો સમય શાંતિનો મળ્યો, પણ એ શાંતિકાળમાં પ્રજાહિતનાં કાર્યો તરફ એણે લક્ષ્ય આપ્યું હોય એમ જણાતું નથી. એ સમયે માલ-સામાનની હેરફેર વણઝારાઓ દ્વારા થતી. આવા

બીજી બાજુના હાથી ઉપર પૃથ્વીરાજ હતો અને સૌથી આગળના હાથી ઉપર રાણા સમરસિંહ અને એની સાથે ચામુંડ હતો. એક હજાર અને એક કુમારિકાઓએ સુવર્ણકુંભો માથે મૂકી સેનાને સત્કારી. નગરશ્રેષ્ઠીઓએ સુવર્ણમુદ્રાઓ અને સાચાં મોતી ઉછાળ્યાં. નારી વર્ગે મંગળગીતો ગાયાં, દુંદુભી ગગડયાં.

એક હજાર નૃત્યાંગનાઓની મોખરે રહી કર્ણાટકીએ નૃત્ય કર્યું. રાજમહેલ ઉપર મહારાણી ઇચ્છન, પદ્મા અને શશિવદનાએ પૃથ્વીરાજને અંગૂરઅંગૂર જેવડા મોતી ઉછાળી સત્કાર્યો. રાજમાતા કર્પૂરદેવી અને રાજમાસી કાંચનશિલાએ દૂરથી ઓવારણા લીધા.

શાહબુદ્દીનને તુર્તજ તુરંગમાં મોકલી આપવામાં આવ્યો. તાતારખાને પૃથ્વીરાજને સેંકડો વિનંતીપત્રો લખ્યા, પણ પૃથુએ કશું જ લક્ષ્ય ન આપ્યું.

છ મહિના પછી કાબૂલથી કાજીઓ આવ્યા. સભામાં એમણે મહારાજ પૃથ્વીરાજ પાસે શાહબુદ્દીનને છોડી મૂકવા યાચના કરી.

'કૈમાસ!' રાજાએ મંત્રી સામે જોયું.

'મહારાજ, આ શત્રુ શત્રુ નથી, એ સર્પ છે, ભયંકર વિષધર છે. સર્પને કચડી નાખવો જોઇએ. આ રાજનીતિ છે પ્રભુ.' કૈમાસે કહ્યું.

'ના, મહારાજ.' ચામુંડ બોલ્યો; 'શત્રુને ક્ષમા આપવી એ રાજધર્મ છે.'

'ક્ષમા એ વીરનું ભૂષણ છે મહારાજ.' પૃથ્વીરાજના કાકા કન્હ ચૌહાણ બોલી ઊઠ્યા.

વિવાદ થયો. આખરે પૃથ્રાજે શાહબુદ્દીન ઘોરીનો દંડ જાહેર કર્યો.

'બે હજાર અશ્વો, પચાસ હાથી, અને પાંચ હજાર સુવર્ણમુદ્રા ભરપાઈ કરવામાં આવશે તથા હવે પછી હિન્દુસ્તાન ઉપર ચડાઈ નહિ કરવાનું કબૂલાતનામું અપાશે ત્યારે તમારા સુલતાનનો છૂટકારો થશે.'

તાતારખાને તુર્ત જ દંડ ભરી દીધો, દંડ ઉપરાંત મનોહર ગાલિચાઓ, રત્નજડીત તલવાર અને કાશ્મિરની ઉત્તમ શાલો ચૌહાણને મોકલી આપી.

શાહબુદ્દીન ઘોરી બંદીગૃહેથી છૂટયો.

## ૬

# જળસમાધિ

ચિનાબના યુદ્ધ પછી પૃથ્વીરાજને થોડો સમય શાંતિનો મળ્યો, પણ એ શાંતિકાળમાં પ્રજાહિતનાં કાર્યો તરફ એણે લક્ષ્ય આપ્યું હોય એમ જણાતું નથી. એ સમયે માલ-સામાનની હેરફેર વણઝારાઓ દ્વારા થતી. આવા

વણઝારાઓને જો ભય મુક્ત રાખવામાં ન આવે તો વ્યવહાર તૂટી પડે. જંગલોમાંથી પસાર થતી આવી વણઝારોને ધાડપાડુઓ, લૂંટારાઓ અને ચોર ડાકુઓનો સતત ભય રહેતો. પૃથુએ આ તરફ દુર્લક્ષ સેવ્યું, જેના કારણે વાણિજ્ય ઉપર માઠી અસર થઈ.

યુદ્ધ પછી પૃથ્વીરાજ રંગ-રાગમાં ખોવાઈ ગયો, શરાબની પ્યાલીઓમાં ઓગળી ગયો અને કર્ણાટકીના પાયલનું ઘુંઘરુ બની ગયો. પૃથુના દિલ્હી નિવાસી ચૌહાણો પણ વિલાસી બનતા ગયા. કૈમાસ જેવો મંત્રીશ્વર પણ શરાબમાં ગળાડૂબ રહેવા લાગ્યો, પરિણામે રાજ્યનો વહિવટ દિન–પ્રતિદિન કથળવા લાગ્યો.

પૃથ્વીરાજે યમુનાને તીરે એક ભવ્ય આરસ મહેલ તૈયાર કરાવ્યો, એમાં એક વિશાળ નૃત્ય મંડપ બંધાવ્યો, એક સુંદર તળાવ ત્યાં જ નિર્માણ થયું અને યમુનાના પાણીને એમાં વાળી લેવામાં આવ્યું.

દેશ દેશની નૃત્યાંગનાઓથી દિલ્હી ઉભરાવા લાગ્યું. અરબસ્તાન, ઈરાન અને અફઘાનીસ્તાનથી ઉત્તમ પ્રકારનો આસવ આવવા લાગ્યો. ભારતભરમાંથી શ્રેષ્ઠ ગાયકો, શ્રેષ્ઠ વાદકો, શ્રેષ્ઠ વિદુષકો અને શ્રેષ્ઠ નૃત્યાંગનાઓથી રાજમહેલ ખીચોખીચ ભરેલો રહેવા લાગ્યો.

કવિવર ચંદ પૃથ્વીરાજ રાસામાં બહુધા પૃથ્વીરાજના ગુણગાન ગાયા છે, એની ઉજળી બાજુ બરાબર બતાવી છે એટલું જ નહિ, ઠાઠમાઠથી બતાવી છે, પણ પૃથ્વીરાજની

બીજી બાજુ એણે બતાવી નથી, અથવા બતાવી છે તો ખૂબ જ અલ્પ છે. ચંદનો 'રાસો' એક કાવ્ય છે, દીર્ઘ કાવ્ય. કાવ્યશાસ્ત્ર અને પિંગળની દૃષ્ટિએ એ ઉત્તમ જરૂર હશે, પણ એમાંથી ઇતિહાસને તારવવાનો પ્રયત્ન એટલે પાણી વલોવવા બરાબર છે, વળી ચંદની અસ્સલ હસ્તપ્રત કઈ એ નક્કી થવું ખૂબ જ મુશ્કેલ છે.

'રાસો' પ્રમાણે પૃથ્વીરાજને પોપટ મારફત એક પત્ર મળે છે, શુકના કંઠે બાંધેલો પત્ર. એ સમયમાં પક્ષીઓ પાસેથી સંદેશવાહકનું કામ લેવામાં આવતું હતું એ આધારે ચંદે અહીં એક ચમત્કાર બતાવ્યો છે.

પૃથ્વીરાજના દિલ્હીના રાજમહેલમાં એક શુક ઉડી આવે છે અને પૃથુના ખભા ઉપર બેસી જાય છે. એના કંઠે બાંધેલી ચિઠ્ઠી પૃથુ વાંચે છે. આ પત્ર સૌરાષ્ટ્ર પ્રદેશના કોઈ સમુદ્રશિખર રાજ્યના રાજા વિજયશુરની પુત્રી પદ્માવતીનો હતો. રાજકુમારીએ પત્રમાં પ્રેમ વ્યક્ત કર્યો હતો અને પાણિગ્રહણ કરવા માટે સમુદ્રશિખર આવવા વિનંતી કરી હતી. પૃથ્વીરાજ તુર્ત જ ચૌહાણદળ લઈ સમુદ્રશિખર જાય છે. રાજા વિજયશુર પૃથ્વીરાજનું ભવ્ય સ્વાગત કરે છે અને પોતાની રૂપવતી, ગુણવતી અને કામશાસ્ત્રની અભ્યાસી પુત્રી પદ્માવતીના લગ્ન પૃથ્વીરાજ સાથે કરી આપે છે.

ચંદ બરદાયીએ આ લગ્નોત્સવનું વર્ણન કરવા માટે પોતાની તમામ કલા ઠાલવી છે. લગ્ન પછી પૃથુ અને પદ્માવતીનું સંવનન, રતિક્રિડા, વનવિહાર, જળવિહાર

વગેરેનું વર્ણન ત્યારે શૃંગારપ્રધાન શબ્દોમાં કર્યું છે. કવિતાની દૃષ્ટિએ આ પ્રસંગની જમાવટ મનોહર લાગે છે, પણ યથાર્થની એરણ ઉપર તપાસતાં કવિ કલ્પના સિવાય કશું જ આપણને મળતું નથી.

સમુદ્રશિખર નામનું નગર અથવા રાજ્ય ક્યાં આવ્યું એ વિષે 'રાસા' મૌન છે. નામ ઉપરથી અનુમાન બાંધી શકાય કે સૌરાષ્ટ્રના સાગરકાંઠા ઉપરનું કોઈ નગર કદાચ હશે, પણ ત્યાંથી એક અજાણ્યો શુક દિલ્હી આવે અને એ પણ પાછો પૃથુના મહેલમાં જ દાખલ થાય, કે જે મહેલ એ પોપટે ક્યારેય જોયો ન હતો, અને પૃથ્વીરાજના ખભે બેસે, કે જેને એ ઓળખતો ન હતો – આ બધું ગળે ઉતરતુ નથી.

પૃથ્વીરાજનો વૈભવ, એની રસિકતા, એની વિલાસ-પ્રિયતા બતાવવા માટે ચંદે આવા પ્રસંગો પ્રયોજ્યા હોય એમ માનવાને સહેજે કારણ મળે છે.

પૃથ્વીરાજ જ્યારે પદ્માવતી સાથે લગ્ન પછી જ્યારે કામોત્સવ ઉજવી રહ્યો હતો ત્યારે દિલ્હીના શ્રેષ્ઠીઓ બદ્રી-કેદાર જઈ વસેલા મહારાજા અનંગપાળ તુંવારને જઈ મળે છે.

પોતાના નગરજનોને જોઈ અનંગપાળ હર્ષથી રોમાંચિત થઈ ઊઠે છે.

'દિલ્હીમાં સહુ કુશળ તો છે ને શ્રેષ્ઠીઓ ?'

'એ તો કુશળતાની વ્યાખ્યા ઉપર આધાર રાખે છે

મહારાજ !'

'મહાજનો, કેમ અવળું બોલો છો ?' અનંગપાળ ચમક્યા.

'રાજ્યનું વાણિજ્ય સલામત નથી, વ્યવહાર સલામત નથી, એ જો કુશળતા કહેવાતી હોય તો અમે કુશળ છીએ.'

'અસલામત ! વાણિજ્ય અસલામત ?'

'કુમારિકાઓનું શિયળ પણ અસલામત !'

'શું કહો છો તમે ?'

'સંગ્રહેલું ધન પણ અસલામત !'

'હેં ?'

'નાગરિકોના હક્ક પણ અસલામત !'

'તમે શું કહેવા માગો છો ?'

'મહારાજ તમે તો વાનપ્રસ્થ સ્વીકારી સાધુ બની ગયા, પણ અમે તો જંજાળી જીવડા, અમે સાવ નિરાધાર બની ચૂક્યા છે, સતત ભયના ઓળા નીચે જીવીએ છીએ.'

'પૃથ્વીરાજ....પૃથુ શું કરે છે ?'

'શરાબમાં ડૂબી ગયેલ છે ? રૂપાંગનાઓનાં પગનાં તળિયાં ચાટે છે !'

'કુલાંગાર !' અનંગપાળના મોઢામાંથી ચીસ નીકળી ગઈ.

'મહારાજ, જે દેશનો રાજા વંઠે એની પ્રજાની શી દશા થાય એ તમારા જેવા પુરુષથી શાનું અજાણ હોય ?'

'શું આ સાચું છે ?'

'અરરર, મેં આ શું કર્યું ? મેં એક અનધિકારીને રાજ્ય સોંપી દીધું !'

'તમે તો સોંપીને છૂટા થયા, પણ ફળ અમારે ભોગવવાં પડે છે.'

'આટલો બધો અધર્મ ?'

'દિલ્હીમાંથી તમારાં પગલાં ભૂંસાયા પછી ધર્મ રહ્યો છે જ ક્યાં ? મહારાજ, ચૌહાણોને સત્તા સોંપી તમે તમારી પ્રજાનું સ્વાતંત્ર્ય હણી નાખ્યું છે.'

'તમે કહો છો તેમ હોય તો ચોક્કસ મેં પાપ કર્યું છે.'

'રાજમાર્ગ ઉપર નારીવર્ગ મુક્ત રીતે હરીફરી શકતો નથી પ્રભુ !'

'પણ પૃથુને સમજાવનાર, અટકાવનાર શું કોઈ જ દિલ્હીમાં નથી ?'

'કૈમાસ મંત્રીશ્વર છે, પણ એ શરાબમાં ચૂર રહે છે. કન્હ ચૌહાણ અને ચામુંડરાય બેઠા બેઠા તાલ જુએ છે !'

'અને કર્પૂર....કર્પૂરદેવી શું કરે છે ?'

'એનું સાંભળે છે કોણ ?'

'અંધેર ! દિલ્હીમાં ! મારું દિલ્હી ...એમાં આટલો અધર્મ !'

'મહારાજ તમે આવો અને રાજ્ય સંભાળો, કૃપા કરી ભગવાં ઉતારો !'

અનંગપાળ હસ્યા; 'શ્રેષ્ઠીઓ, ભગવાં ઉતારવા માટે મેં ભગવાં નથી પહેર્યાં. તુંવારો ભગવાં કપડાંને બાળકનો

ખેલ નથી સમજતા.'

'તો પછી મહારાજ, અમારી પાસે એક જ રસ્તો રહે છે.' શ્રેષ્ઠીઓ બોલ્યા.

'શું?'

'દિલ્હી છોડી દેવાનો! ભરતખંડ વિશાળ છે; અમે ગુજરાત જઈશું, માળવા જઈશું કે કનોજ જઈશું.'

'તમારે દિલ્હી છોડવાની જરૂર નથી શ્રેષ્ઠીઓ.' અનંગપાળે કહ્યું; 'હું સુમંતને મોકલું છું, એ મારા તરફથી પૃથુ પાસે જવાબ માગશે, છતાંય જો એ નહિ સમજે તો ભગવાં ઉતાર્યા સિવાય પણ તલવાર હાથમાં લેતાં મને આવડે છે.'

શ્રેષ્ઠીઓની સાથે જ અનંગપાળે પોતાના વિશ્વાસુ સુમંતને રવાના કર્યો.

'સુમંત, પૃથુની દિનચર્યા તપાસો. એ શું કરે છે, પ્રજાજનોના શા હાલ છે, વ્યાપાર વાણિજ્ય અને સામાન્ય જનજીવન કેવું ચાલે છે એ તમામ માહિતી એકઠી કરો અને મને અહેવાલ આપો. પૃથુને મારા તરફથી યોગ્ય લાગે તો ઠપકો પણ આપજો.'

પૃથ્વીરાજના દરબારમાં સુમંતે અનંગપાળનો સંદેશો આપ્યો. કૈમાસ સમજી ગયો કે આ બધી રાજરમત છે અને જયચંદ્રની ઉશ્કેરણીથી, એના ગુપ્તચરો દ્વારા આ નાટક ભજવાઈ રહ્યું છે. પૃથ્વીરાજ તો અનંગપાળનો સંદેશો સાંભળી ચકિત બની ગયો.

'આ.... આ સુમંત શું કહેવા માગે છે કૈમાસ?'

'મહારાજ, આ બધી જયચંદ્ર રાઠોડના ગુપ્તચરો અને ભાંગફોડિયાઓ દ્વારા ચાલતી રાજરમત છે!' કૈમાસ બોલ્યો.

'રાજરમત!' સુમંત ત્રાડયો; 'અમે શ્રેષ્ઠીઓની ફરિયાદ સાંભળી એ શું રાજરમત છે?'

'હા, રાજરમત છે.'

'તમે શરાબ તો નથી પીધો ને મંત્રીશ્વર કૈમાસ?'

'ના નથી પીધો, અને પીશ તો તમને પૂછીશ નહિ.'

'તમે ભારતવર્ષના કેન્દ્ર બિંદુ સમા દિલ્હીના મંત્રીશ્વર બનવાને લાયક જ નથી.' સુમંત કાળઝાળ બની ગયો.

'સુમંત, તમે દિલ્હીના મંત્રીશ્વર હતા, મહારાજ અનંગપાળના સમયમાં.' પૃથ્વીરાજ બોલ્યો;

'છતાં તમારી વાણી એક બાળક જેવી છે.'

'શરાબના નશામાં ડૂબેલાને બધું નાનું દેખાય છે.'

'તમે રાજાનું અપમાન કરો છો સુમંત.' પૃથ્વીરાજે કહ્યું; 'તમને પ્રાણદંડથી ઓછી શિક્ષા જ ન થઈ શકે, છતાંય હું તમને જવા દઉં છું. જાઓ, અમારા નાનાશ્રીને કહો કે જયચંદ્ર રાઠોડના હાથનું રમકડું ન બને. એના ગુપ્તચરોએ જે ભ્રમજાળ ફેલાવી છે એમાં ન ફસાય. જાઓ અનંગપાળ મહારાજને મારો સંદેશો આપો.'

ક્રોધથી ઉકળી ઊઠેલો સુમંત હિમાલય આવ્યો. એણે કહ્યું; 'મહારાજ, પૃથુએ તમારું અપમાન કર્યું છે. એ કોઈનું સાંભળવા માગતો નથી.'

'પૃથુએ મારું અપમાન કર્યું ?'

'મહારાજ, તમે રાજ્ય છોડ્યું એ જ તમારી ભૂલ છે અને છોડ્યું તો જયચંદ્રને શા માટે ન આપ્યું ?' એ પીઠ છે, અનુભવી છે, યોદ્ધો છે. આ તો હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. પ્રભુ, પૃથુ કામાસક્ત, નિર્લજ અને વિલાસી બની ગયો છે. કર્ણાટકી, ઇચ્છિન, પદ્માવતી અને શશિવદના તથા પેલા કૈમાસ દહિમાની બેનનો પાલવ પકડી ફર્યા કરે છે. આવા લંપટને રાજ્ય સોંપી તમે પ્રજાની બરબાદી નોતરી છે.' સુમંતે કહ્યું.

વૃદ્ધ અનંગપાળ ધ્રૂજી ઊઠ્યો એણે હાંક મારી ત્યાં જ પાંચ-પચ્ચીસ સાધુઓ ધસી આવ્યા; 'રામદાસજી, યુદ્ધ લડી શકે એવા આપણી પાસે કેટલા સાધુઓ છે ?'

'બે હજાર ?'

'એમને તૈયાર કરો.' અનંગપાળ બોલ્યા; 'સુમંત તું મારો સંદેશો શાહબુદ્દીન ઘોરીને પહોંચાડ, એને કહેજે કે અનંગપાળને તમારી મદદની તાતી જરૂર પડી છે. વિશાળ સેના સાથે ઘોરીને લઈ તું આવી પહોંચ. હું અહીંથી ઊપડું છું. હવે તો પૃથુને હણવો જ પડે.'

શાહબુદ્દીન ઘોરીએ અનંગપાળનો સંદેશો સાંભળ્યો. એણે તુર્ત જ તાતારખાનને આજ્ઞા આપી; 'દિલ્હી તરફ કૂચ કરો, સરસ મોકો મળ્યો છે. દિલ્હીનો એક વખતનો રાજા અનંગપાળ જ આપણને તેડાવે છે.'

અનંગપાળની પણ તૈયારી અને તેઓએ ઘોરીની સાથે

ચલાવેલી શુક્રતેગોની વાર્તા પૃથ્વીરાજને મળી ત્યારે એ ખિન્ન બની ગયો.

'કૈમાસ, આ વૃધ્ધની મતિ બગડી છે.'

'જયચંદ્ર એની રમતમાં સફળ બન્યો છે મહારાજ.'

'સન્યસ્ત ધારણ કરી ચૂકેલા નાનાજી સાથે આપણે યુધ્ધ નથી કરવું કૈમાસ.'

'મહારાજ, રાજનીતિમાં સંબંધને કોઇ સ્થાન નથી.' કૈમાસ બોલ્યો; 'ચાણક્યે કહ્યું છે કે જે રાજા યુધ્ધ આવી પડે ત્યારે યુધ્ધ નથી કરતો એ આત્મઘાતી છે, પ્રજાદ્રોહી છે.'

'પણ એક વખતના દિલ્હી નરેશ સામે આપણે શી રીતે લડવું?'

'તો શું ઘોરીને હિન્દુસ્તાન સોંપી દેવું છે?' કૈમાસ બોલ્યો; 'ઘોરી શું જીત્યા પછી દિલ્હી અનંગપાળને આપશે?'

પૃથુ ઊંડા વિચારમાં પડી ગયો.

'યુધ્ધ એજ કલ્યાણ.' કૈમાસ બોલ્યો; 'અનંગપાળ જો તમારો વધ કરવા ઇચ્છતા હોય તો તમારે એમ જ ઇચ્છવું જોઈએ.'

પૃથ્વીરાજે શંખ ફૂંક્યો અને દોડી આવતા દાસને કહ્યું; 'ચામુંડને બોલાવો, કન્હકાકાને મોકલો.'

ચામુંડ તુર્ત જ આવ્યો, થોડી વારે કન્હ ચૌહાણ પણ આવી પહોંચ્યો.

'મહારાજ.' ચામુંડ અને કન્હ ઉપર આંખો ફેરવી કૈમાસ બોલ્યો; 'મેં એ દિવસે ભરસભામાં ઘોરીનો વધ કરવાની, એને દેહાંતદંડ આપવાની તરફેણ કરી હતી, જો ત્યારે એનો વધ કરવામાં આવ્યો હોત તો અત્યારે આ પરિસ્થિતિ ન હોત.'

ચામુંડ સળવળ્યો. પણ મોટાભાઈની સામે ન બોલી શકયો.

'અરે કૈમાસ.' સાક્ષાત રાજપુતી ધર્મને વરેલ કન્હ ચૌહાણે પોતાની તલવાર ઊંચી કરી કહ્યું; 'છોડયો તો શું થઈ થયું ? ચૌહાણો પાસે હજુ તો તલવારો છે, એમના બાહુઓ સાબૂત છે. આપણો રાજપુતી ધર્મ બજાવ્યો જ છે.'

'મહારાજ – કન્હ ચૌહાણ! કૈમાસ બોલ્યો; 'પણ એક યુધ્ધ પાછળ કેટલો માનવસંહાર થાય છે એ તો વિચારો? એક યુધ્ધ પાછળ કેટલું દ્રવ્ય ખરચાય છે એ તો વિચારો! આતતાયિને ફક્ત એક જ શિક્ષા હોય – દેહાંતદંડ! જે રાજા દંડ આપવામાં ઢીલો હોય એ રાજ્ય શી રીતે ચલાવી શકે ?'

'ચામુંડ.' પૃથ્વીરાજ બોલ્યો; 'કૈમાસ સાવ સાચું જ કહે છે એમ તને લાગે છે ?'

'પ્રભુ.' ચામુંડ બોલ્યો; 'મેં તો સાંભળ્યું છે કે રાજા અવધ્ય ગણાય છે. સુલતાનને આપણે અવધ્ય ગણ્યો તો એ ન્યાયોચિત છે.'

'રાજા અવધ્ય ગણાય, પણ એ રાજા હોવો જોઈએ.'

કૈમાસ બોલ્યો; 'ઘોરી તો આતતાયિ છે, એની નજર દિલ્હીના સિંહાસન ઉપર છે. ચામુંડ જરા વિચારો, જરા સમજો. ઘોરી આપણી સામે સામે ત્રણ વખત હાર્યો, છતાંય એ મમત મૂકે છે? નથી મૂકતો કારણકે એ પ્રયત્ન કરવામાં માને છે. આપણે આપણી નીતિઓ સમયાનુસાર જો બદલીએ તો આપણે જડ કહેવાઈએ. ચામુંડ, બંધિયાર પાણી કે બંધિયાર હવા પણ ગંધાઈ ઊઠે છે. આપણે ઝરાની જેમ વહેતું રહેવું જોઈએ.'

'કૈમાસના શબ્દો આપણને ફેર વિચારણાની તક આપે છે કન્હકાકા!' પૃથ્વીરાજે કહ્યું, 'મહારાજ, એ મંત્રી છે, હું કે ચામુંડ મંત્રી નથી. અમે તો તલવારી ધર્મમાં માનીએ છીએ. શત્રુને જે શિક્ષા કરવી હોય એ કરી શકાય, એનો વધ પણ કરી શકાય, પણ રણમેદાનમાં, એને બાંધીને પછી નહિ.'

'કન્હ ચૌહાણ, આપણે કેટલી વાર કેટલો સમય ઘોરી સાથે લડશું? શું આપણે સતત યુદ્ધો જ કરવાના છે? શું આપણે પ્રજા હિતના કાર્યો નથી કરવાના? શું આપણે કૃષિને આબાદ નથી કરવાની?' કૈમાસે કહ્યું; 'ચૌહાણ, ઘોરી એક નાગ છે, વિષધર છે, તક્ષક છે. એને છૂંદી નાખો તો જ તમારું કલ્યાણ છે. યુદ્ધમાં હજારો યુવાનો મરે છે એનું ઉત્તરદાયિત્વ રાજાનું છે, યુદ્ધમાં હજારો અપંગ બની જાય છે, એ રાજાનું ઉત્તરદાયિત્વ છે, પ્રજા પિડાય છે, ભૂખમરો આવે છે અને શત્રુ તો

પાછો તાજોમાજો થઇને બે વરસમાં યુદ્ધ માટે તૈયાર થઈ જાય છે.'

કન્હ ચૌહાણ ચૂપ થઈ ગયા.

'ચૌહાણશ્રેષ્ઠ.' કૈમાસ બોલ્યો; 'તમે અને ચામુંડ એવા વીરવર છો કે તમારી જોડી શોધવા માટે ઠેઠ મહાભારત સુધી જવું પડે, પણ તમે જરા યાદ કરો. ચાણક્યે મગધ વિજય કર્યો ત્યારે એણે ઉદાર બની ધનનંદને જીવતો જવા દીધો ન હતો, અરે એણે તો સારાય નંદવંશની હત્યા કરી નાખી. તમે બન્ને એટલું તો સમજતા જ હશો કે શત્રુને નાનો સમજવો એ નર્યી મૂર્ખતા છે, એવી જ રીતે શત્રુને જીવતો છોડવો એ પણ મૂર્ખતા છે.'

'કૈમાસ સાચું કહે છે.' પૃથુ બોલ્યો; 'પણ એ મંત્રી છે, અને આપણે યોદ્ધા છીએ.'

'યોદ્ધાનો ધર્મ જુદો હોય છે' કન્હ બોલ્યા.

'રાજનીતિ એક જ હોય છે ચૌહાણશ્રેષ્ઠ.'

'ચામુંડ, આ માતામહે ઘોરીને નિમંત્ર્યો છે.'

'એની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે.' કન્હ બોલ્યા.

'બુદ્ધિનાશો વિનશ્યતિ.' કૈમાસ બોલ્યો.

કન્હ ચૌહાણે માથું હલાવ્યું.

'આ એને શું સૂઝયું ?' ચામુંડ બોલ્યો; 'યવનને નિમંત્રણ આપે અને એ પણ અનંગપળ તુંવાર! આ તો હદ થઈ ગઈ ?'

'જયચંદ્રની આ રાજનીતિ છે ચામુંડ.' કૈમાસ

બોલ્યો; 'બાકી આવું ઘોર પાપ અનંગપાળ ન કરે. આ દ્રોહ છે – દેશદ્રોહ! રાજ્યદ્રોહ! રાષ્ટ્રદ્રોહ!'

'મહારાજ, તમે આજ્ઞા આપો તો હું કનોજ ઉપર જાઉં!' ચામુંડે પૂછ્યું.

'જવાનું છે, જવું જ પડે એમ છે, પણ કનોજ ઉપર નહિ, ચંદેલ ઉપર જવું છે.'

પૃથુ બોલ્યો; 'પણ સૌથી પહેલાં તો આ ઘોરી અને તુંવારોને સીધા કરવા પડશે.'

અનંગપાળે તુવારોને એકઠા કર્યા, સાધુની જમાતને સાથે લીધી અને સોનપુર પાસે ઘોરીને આવી મળ્યા.

'મહારાજા અનંગપાળ.' ઘોરીએ કહ્યું; 'દિલ્હીના સિંહાસન ઉપર હું તમને ફરીથી બેસાડીશ, બદલામાં તમારે પંજાબ ઉપરનો હક્ક છોડવો પડશે.'

કહેવાય છે કે જ્યારે બ્રાહ્મણનું પતન થાય છે ત્યારે એ બ્રહ્મરાક્ષસ બને છે, રાજાનું જ્યારે પતન થાય છે ત્યારે એ રાજરાક્ષસ બને છે અને જ્યારે સાધુનું પતન થાય છે ત્યારે એ નર્કનો કીડો બની જાય છે.

અનંગપાળે ઘોરીની તમામ શરતો કબૂલી લીધી.

સાધુ બની ચૂકેલા અનંગપાળને રાજા બનવાની અભિલાષા જાગે એ ઘટના જ વિચિત્ર છે, અનંગપાળ તુંવાર કે જેણે રાજત્યાગ કર્યો એને ફરી સત્તાનો મોહ જાગે એ વાત કૌતુકજનક છે, છતાંય સાચી છે. અનંગપાળને આ પ્રેરણા જયચંદ્ર દ્વારા મળી હતી. જયચંદ્રના તો

શાહબુદ્દીન સાથે મીઠા સંબંધો હતા જ, પણ પોતાની સાથે દેશદ્રોહમાં એ પોતાના માત્રામહને પણ ખેંચી શક્યો એ એની કુનેહ બતાવે છે.

સોનપુર પાસે ચામુંડે શાહની ફૂરાને અટકાવી દીધી. પાછળથી પૃથુ અને કૈમાસ તથા કન્હ ચૌહાણ પણ એક વિશાળ ફોજ લઈ આવી પહોંચ્યા.

શાહબુદ્દીને પૃથુને પત્ર મોકલ્યો.

'દિલ્હીનું રાજ્ય અનંગપાળ તુંવારનું છે. રાજાને ભરમાવી તમે દિલ્હીની ગાદીએ ચડી બેઠા છો. એક સજ્જન, ઈશ્વરપરાયણ અને વૃદ્ધ રજપુત રાજાને અન્યાય થયો છે, અને હું એને ન્યાય અપાવવા માગું છું. દિલ્હીની ગાદી છોડી તમે અજમેર ચાલ્યા જાઓ, અથવા મેદાને જંગમાં આવો.'

પૃથ્વીરાજે પ્રત્યુત્તરમાં એક તલવાર મોકલી.

સૂર્ય ઉગ્યો ત્યારે બન્ને દળો અથડાયા. કૈમાસે સીધો હુમલો અનંગપાળ ઉપર જ કર્યો, પણ તાતારખાને અનંગપાળના હાથીની આસપાસ પઠાણ યોદ્ધાઓની દીવાલ ખડી કરી દીધી હતી. કૈમાસે પ્રચંડ યોધ્ધાઓને લઈ તાતારના વ્યૂહને ભેદી નાખ્યો.

ચામુંડની આંખો શાહબુદ્દીનને શોધતી હતી. એ પોતાની ગદા લઈ પઠાણોનાં માથાં નાળિયેરની જેમ તોડી રહ્યો હતો.

કૈમાસ ઠેઠ અનંગપાળની પાસે પહોંચ્યો પણ ત્યાં

જ પોતાની લાંબી તલવારથી ચૌહાણોને ઘાસની માફક કાપી નાખતો તાતારખાન ધસી આવ્યો.

ભિષણ સંગ્રામ વચ્ચે કૈમાસ અને તાતારખાન હઠે ભરાયા. લોહીનાં ખાબોચિયાં ભરાઇ ગયાં. માથાં વગરના બિહામણા ઢૂંઢાની કતારો ખડકાઇ ગઇ. રક્તની છોળો ઉડતી હતી, જનોઈવિઢ ઝાટકા પડતા હતા, પરશુઓ વિંઝાતી હતી. યોધ્ધાઓની કિલકારીઓ, ગર્જનાઓ, રિડીયા, ચીસો અને હોંકારા પડકારાથી રણ ફાટી પડેલા જવાળામુખી સમુ બની ગયું.

ચામુંડે આખરે ઘોરીને શોધી કાઢયો, એના રક્તના કણેકણમાં લાવા ઉછળ્યો, એણે ગદા ઉચકી, પણ તાતાર, અફઘાન, પઠાણ યોધ્ધાઓની જીવતી દીવાલ એની સામે ચણાઈ ગઈ.

ચામુંડે ગદા ઘુમાવી. એના બાહુઓમાં સંહાર-શક્તિ ભરાઇ, કોઈ ઉત્તુંગ મદોન્મત્ત, પાગલ યજરાજ ધસે એમ એ ધસ્યો, એના આજાન બાહુઓમાં ગદા ચક્રની જેમ ઘુમતી હતી. અફઘાનોએ એને ઘેરી લીધો અને હાથી જેવી ચિંઘાડ નાખી. એણે પોતાની જાતને મુક્ત કરી. એણે પોતાની ગદાથી અફઘાનોના ચીંથરા ઉડાડી દીધા.

પણ અફઘાનો એને ઘોરી પાસે પહોંચવા દેવા માગતા ન હતા, ચામુંડે પોતાની નિષ્ફળતા જોઈ, લોહી તરબોળ હથેળીથી એણે લોહી તરબોળ આંખો ચોળી. એણે પોતાની બાજુમાં ઝૂઝતા ચૌહાણો જોયા. સાવ નજીક

# ૭

## આલ્હ અને ઉદલ

સમય વહેતો રહ્યો. અનંગપાળ તુંવારની જળ-સમાધિ લોકો ભૂલવા લાગ્યા ત્યાર પછી પૃથ્વીરાજે ચંદેલ ઉપર લશ્કરી પગલું લેવાની યોજના બનાવી. હાલના બુંદેલ ખંડને એ સમયે ચંદેલ કહેવામાં આવતું હતું. ચંદેલ ઉપર લશ્કર દોરવા માટે એક સબળ રાજકીય કારણ હતું; એથી ચંદેલનાં જીતી લેવા માટે તમામ મંત્રીવર્ગ અને સેનાનાયકો પણ સહમત હતા.

ચંદેલનો પરમાલસિંહ જયચંદ્રનો આશ્રીત હતો, મતલબ કે ચંદેલ કાન્યકુબ્જ (કનોજ)નું આશ્રીત રાજ્ય હતું. પરમાલસિંહ પણ રાઠોડ હતો. ચંદેલ ઉપરની સવારી એટલે કનોજના પડખામાં ઘા! જયચંદ્ર રાઠોડનું અભિમાન તોડવા અને એની સાન ઠેકાણે લાવવા આ પગલું વિચારાયું હતું.

પૃથ્વીરાજે પોતાની વિશાળ સેના ચંદેલ તરફ રવાના કરી. એ સ્વયં સેનાની સાથે રહ્યો. મહાસેનાપતિ ચામુંડ, કૈમાસ, કન્હ ચૌહાણ, હાહુલીરાય સંજમરાય વગેરે વીર

ઐરાવત ભાગ્યો અને પછી પહાડ તૂટે એમ તૂટી પડચો.

ચૌહાણ યોધ્ધાઓએ તુર્ત જ અનંગપાળને કેદ કરી લીધો.

ચૌહાણોએ વિજયનાદોથી આકાશને ભરી દીધું. તુર્ત જ ચંદે કવિત ઉપાડયું, ઠેરઠેર દુંદુભીઓ ગગડચા.

મહારાજ પૃથ્વીરાજને સત્કારવા દિલ્હીએ સોળ શણગાર ધારણ કર્યા. અનંગપાળ તુંવારના હાથપગમાં બેડીઓ નાખવામાં આવી હતી એ પૃથ્વીરાજે પોતાને હાથે કાઢી અને પૂછયું; 'હવે શો ઇરાદો છે, માતામહ!'

અનંગપાળ એક શબ્દ પણ ન બોલ્યો. દેશદ્રોહનું પાપ એને કોરી ખાવા લાગ્યું.

'તમારો અપરાધ અક્ષમ્ય છે, અનંગપાળજી.' કન્હ ચૌહાણે કહ્યું; 'પણ ચૌહાણો ઉદાર છે, જાઓ તમે મુક્ત છો.'

અનંગપાળ રાજસભામાંથી છૂટી સીધો યમુનાને કાંઠે આવ્યો. 'હે ભગવતી, હે પતિતપાવની, હું ઘોર અપરાધી છું, હું દેશદ્રોહી છું, મેં ન કરવાનો કાળો કામો કર્યો છે. મને તારા જળમાં સમાવી દે.'

અનંગપાળ તુંવારે યમુનામાં જળસમાધિ લઈ પોતાના પાપનું પાયશ્ચિત્ત કર્યું.

કૈમાસની ઉપરવટ થઈને પણ કન્હ ચૌહાણે શાહબુદ્દીન ઘોરીને ફરી એક વાર જીવતો છોડી મૂકયો.

સાપ ફરી એક વાર છૂટો થયો, ઘવાયેલો નાગરાજ, છંછેડાયેલો સર્પ કાબુલ પહોંચી ફરી પોતાના કામે લાગી ગયો.

# આલ્હ અને ઉદલ

સમય વહેતો રહ્યો. અનંગપાળ તુંવારની જળ-સમાધિ લોકો ભૂલવા લાગ્યા ત્યાર પછી પૃથ્વીરાજે ચંદેલ ઉપર લશ્કરી પગલું લેવાની યોજના બનાવી. હાલના બુંદેલ ખંડને એ સમયે ચંદેલ કહેવામાં આવતું હતું. ચંદેલ ઉપર લશ્કર દોરવા માટે એક સબળ રાજકીય કારણ હતું; એથી ચંદેલનાં જીતી લેવા માટે તમામ મંત્રીવર્ગ અને સેનાનાયકો પણ સહમત હતા.

ચંદેલનો પરમાલસિંહ જયચંદ્રનો આશ્રીત હતો, મતલબ કે ચંદેલ કાન્યકુબ્જ (કનોજ)નું આશ્રીત રાજ્ય હતું. પરમાલસિંહ પણ રાઠોડ હતો. ચંદેલ ઉપરની સવારી એટલે કનોજના પડખામાં ઘા! જયચંદ્ર રાઠોડનું અભિ-માન તોડવા અને એની સાન ઠેકાણે લાવવા આ પગલું વિચારાયું હતું.

પૃથ્વીરાજે પોતાની વિશાળ સેના ચંદેલ તરફ રવાના કરી. એ સ્વયં સેનાની સાથે રહ્યો. મહાસેનાપતિ ચામુંડ, કૈમાસ, કન્હ ચૌહાણ, હાહુલીરાય સંજમરાય વગેરે વીર

સેનાનીઓ સાથે ચૌહાણસેના ચંદેલ ઉપર ધસી ગઈ.

ચંદેલ નરેશ પરમાલમાં કંઈ દમ ન હતો, પણ એનો યુવરાજ પરાક્રમી હતો. યુવરાજની માતા મલ્લીકાદેવી એક વીરાંગના નારી હતી. ચૌહાણો ચંદેલ ઉપર આવી રહ્યા છે એ વિચારથી જ એ નાગણી જેવી ભયંકર બની ગઈ.

મલ્લીકાએ ચંદેલની સેના તૈયાર કરી. અઢાર વરસથી મોટી ઉમ્મરના ચંદેલા વીરોને એણે યુધ્ધમાં જોડાઇ જવા હાકલ કરી.

યુવરાજ બ્રહ્મજીતે રાતદિવસ જોયા વગર સેના એકઠી કરવા માંડી. એવામાં મંત્રીમંડળે રાજા પરમાલને એવી સલાહ આપી કે ચૌહાણોને થોડો પ્રવેશ તથા ખંડણી ભરી સંધિ કરી લેવી.

'મહારાજ, અત્યારે પૃથુનો ચડતો સિતારો છે. ઉગતા સૂર્યને પૂજવામાં શો વાંધો ?'

'પ્રભુ, આપણે તો હાલ પણ કાન્યકુબ્જના રાઠોડોને ખંડણી ભરીએ જ છીએ, હવે પૃથુને ભરશું !'

'એક બીજી વાત પણ છે દેવ, રાઠોરો કરતાં ચૌહાણો સાથેની મૈત્રીથી આપણને વધુ લાભ મળશે, કારણકે ચૌહાણો દૂર છે, રાઠોરો નજીક છે.'

'મને તમારા વિચારો ગમ્યા.' રાજા પરમાલ બોલી ઊઠયો; 'ચૌહાણો સામે લડવાનું આપણું ગજું નથી. આપણે સંધિ પ્રસ્તાવ મોકલો.'

'નહિ !' યુવરાજ બ્રહ્મજીત બોલી ઊઠયો; 'ચૌહાણના

ચડકારને આપણે પહોંચી વળવું છે!'

'આપણું એ ગજું નથી, યુવરાજ!'

'તો આપણે ગજું કેળવવું જોઈએ, રાજ્યની રક્ષા માટે માથાં ઉતારી આપતાં શીખવું જોઈએ. આપણે કાયર નથી એ ચૌહાણોને બતાવી આપવું જોઈએ.'

'હું રાજા છું યુવરાજ, મારી રાજાજ્ઞા છે કે આપણે સંધિ કરવી.'

એ સમયે જ મહારાણી મલ્લીકા સભાખંડમાં આવી.

'મહારાજ, રાજાનો ધર્મ છે કે રાજ્યની સીમા જાળવવી. તમે અનુચિત રાજાજ્ઞા આપો અને યુવરાજ એનો પ્રતિકાર કરે તો એ યોગ્ય જ છે.'

'પણ રાણી, ચૌહાણો ચંદેલને ઉજ્જડ કરશે!'

'એ પહેલાં ચૌહાણોના રક્તથી ચંદેલની ધરાતૃપ્ત બનશે.' યુવરાજ બોલ્યો; 'ચૌહાણો પાસે જ શું શૌર્ય છે? ચૌહાણો જ શું ધાર્યું કરી શકે? ચંદેલની સેના તૈયાર છે, યુદ્ધની તૈયારી થઇ ચૂકી છે. હું સેનાને દોરી જાઉં છું અને જોઉં છું કે કોણ મને અટકાવે છે?'

'યુવરાજ,' મહારાણી બોલી ઊઠ્યાં; 'ઉતાવળા ન બનો. વીર હંમેશા ધીર હોવો જોઈએ. તમે ધૈર્ય ધારણ કરો અને આ આક્રમણને વિચારો. પૃથુ પાસે મહાબળવાન સેનાનાયકો છે. ચામુંડ છે, કન્હ છે, કૈમાસ છે, પણ તમારી પાસે તમારા મહાબળવાન સેનાપતિઓ નથી.'

'કોણ? આલ્હ અને ઉદલની વાત કરો છો માતાજી?'

'યુવરાજ, તમારા આ બેઉ સેનાપતિઓને મનાવી, માનભેર પાછા લાવો, એની પાસે રાજાની ભૂલ બદલ ક્ષમા માગો, પણ યાદ રાખો કે પૃથુનો મુકાબલો તમે આલ્હ અને ઉદલ વગર નહિ કરી શકો.'

રાણીને સાંભળ્યા પછી રાજા પરમાલ પણ ચોંકી ઊઠયો, કારણકે એને ખાત્રી જ હતી કે જો આલ્હ અને ઉદલ આવી ચંદેલસેનાની આગેવાની લે તો ચૌહાણોને જરૂર તગડી શકાય.

'માતાજી.' યુવરાજનું હૈયું ઉત્સાહથી ફાટવા લાગ્યું; 'હું જાઉં છું, બન્ને ભાઈઓની રાજ્ય વતી હું માફી માગીશ અને જરૂર આ યુદ્ધમાં ખેંચી લાવીશ.'

આલ્હ અને ઉદલ! જેના શૌર્યગીતો લોકો આજે પણ ગાય છે! જેના નામ સાથે વીરતા વણાયેલી છે, જેના પ્રચંડ બાહુબળ ઉપર કવિઓ મુગ્ધ બની ડોલ્યા છે, જેમની સમશેરોએ શૌર્યના વિજય સ્તંભો રોપ્યા છે એવા આ બેઉ રાઠોડ ભાઈઓ પરમાલ રાજાના સેનાનાયકો હતા.

એમણે પોતાની અસિની ધારે ચંદેલને અજીત બનાવી દીધું હતું. ચંદેલની રાજધાની મહોબાને અલકાપુરીમાં ફેરવી નાખી હતી. આલ્હ અને ઉદલની રણહાકથી કાન્યકૂબ્જના રાઠોડો કાંપતાં. ચંદેલને આ બેઉ ભાઈઓની ભવાનીની રક્ષા મળી હતી. ચંદેલને આ બેઉ ભાઈઓએ મહારાજ્યની કક્ષામાં મૂકી દીધું.

આલ્હ આજાનબાહુ હતો. યુદ્ધમાં એ સાક્ષાત કાર્તિકેય હતો. એની પ્રચંડ તલવારને ઉચકવાની તાકાત પણ ભારતવર્ષમાં ત્યારે કોઈની ન હતી; એની રણહાકથી દિશાઓ કાંપતી. રાઠોડરાજ જયચંદ્રની નજર ચંદેલ ઉપર હતી, પણ એ આલ્હ અને ઉદલને જાણતો હતો એટલે ચૂપ હતો. આલ્હનો ભાઈ ઉદલ પણ સંગ્રામે વીરભદ્ર હતો. એ શ્રેષ્ઠ મલ્લ હતો. તિક્ષ્ણ બુધ્ધિ અને રાજનીતિમાં એ પારંગત હતો, એ ગદાયુધ્ધનો નિષ્ણાત હતો. આલ્હ દેવીભક્ત હતો. 'રાસા'માં આલ્હને પરમ સાધક, મંત્રતંત્રવિદ્યાનો અનુભવી અને ગુરુ ગોરખનાથનો અનન્ય ભક્ત બતાવવામાં આવ્યો છે.

આ બન્ને ભાઈઓએ ચંદેલને મહાન બનાવ્યું, એની વીરશ્રી, સંસ્કાર અને ઉદારતાથી ભારતભરમાં ચંદેલની ખ્યાતી પ્રસરી, પણ રાજા પરમાલ નિર્માલ્ય હતો, એ કાચા કાનનો હતો. કેટલાક દ્વેષીજનોએ પરમાલને આલ્હ અને ઉદલ વિરુધ્ધ ઉશ્કેર્યો, પરિણામે આ બેઉ બંધુઓએ ચંદેલ છોડી દીધું.

પણ જયચંદ્રને ખબર પડતાં તુર્ત જ એણે એ બન્ને વીરોને પોતાની પાસે લીધા. એમને જાગીર આપી, તમામ સાધનો આપ્યા અને પોતાની સેના પણ એને સોંપી દીધી. આલ્હ અને ઉદલે રાઠોડસેનાનું નવનિર્માણ કર્યું, આધુનિક શસ્ત્રઅસ્ત્રથી સજજ કરી અને ભિષણ યુદ્ધને માટે એને તૈયાર કરી.

જયચંદ્રે હવે ચંદેલ ઉપર સવારી કરી અને જીતી લીધું.

આ વીરશ્રેષ્ઠ, રણજુજાર બન્ને ભાઈઓને મનાવી લેવા યુવરાજ બ્રહ્મજીત કાન્યકૂબ્જ દોડી ગયો.

'ચંદેલ ભયમાં છે, તમે ચંદેલનું અન્ન ખાધું છે, આલ્હજી, આવો અને પૃથુના આક્રમણથી અમને બચાવો !'

આલ્હ ઉદલની સામે જોઈ રહ્યો.

'વીર હંમેશા ઉદાર હોય છે, ઉદલજી.' બ્રહ્મજીત બોલ્યો; 'ક્ષમા વીરનું ભૂષણ છે, તમે અમને ક્ષમા આપો અને અમારી સેનાને દોરો.'

'તમને અહીં કોણે મોકલ્યા છે, યુવરાજ?'

'મને ! મને ચંદેલે મોકલ્યો છે, ચંદેલની પ્રજાએ મોકલ્યો છે, મહારાણી મલ્લીકાદેવીએ મોકલ્યો છે, કલ્યાણદાસજીએ મોકલ્યો છે, જગનક કવિએ મોકલ્યો છે અને મહારાજા પરમાલે મોકલ્યો છે.'

'તમને પરમાલ રાજાએ મોકલ્યા છે? જે રાજામાં રાજ્ય ચલાવવાની જ તાકાત નથી એણે તમને મોકલ્યા છે?' આલ્હે પૂછ્યું.

'યુવરાજ, રાજાને પોતાની ભૂલ સમજાઈ છે ખરી?' ઉદલે પૂછ્યું.

'એણે ક્ષમા માગી છે ઉદલજી.'

'ઉદલ.' આલ્હ બોલી ઊઠચો; 'રાજાએ ક્ષમા માગી છે તો આપણે હવે અંટસ બાંધી રાખવી ન જોઇએ. વળી આપણી પિન્દભૂમિ ઉપર ભય તોળાતો હોય ત્યારે આપણું

રક્ત રેડવા આપણે ત્યાં પહોંચી જવું જોઈએ.'

આલ્હા અને ઉદલ બ્રહ્મજીતને લઈ તુર્તજ જયચંદ્રને મળ્યા.

'તમે બન્ને રાઠોડસેનાને લઈ જાઓ અને પિથલને રોળી નાખો.' જયચંદ્રને તો આ વાત ભાવતી જ હતી; 'આલ્હા, ઉદલ પિથલ અભિમાની બની ચૂક્યો છે. ચંદેલ ઉપરની એની સવારી કનોજ ઉપરની પૂર્વતૈયારી છે. લઈ જાઓ, વિશાળ સેના લઈ જાઓ. કનોજનું શ્રેષ્ઠ અશ્વારોહી દળ લઇ ઉપડો.'

'આલ્હા અને ઉદલ ત્રીસ હજાર રાઠોડોને લઇ ચંદેલ આવ્યા. પરમાલ રાજાએ બન્ને ભાઈનું ભવ્ય સ્વાગત કર્યું.

'મહારાણીબા, અમારા વંદન સ્વીકારો.'

'આલ્હા, તમે તો વીરના પણ વીર છો. તમારા વગર ચંદેલની વીરશ્રી ઝાંખી હતી, હવે તમે પિથલને એવો હાથ બતાવો કે ચંદેલ સામે ફરી જોવાની એ હિમ્મત જ ન કરે.'

'નિરાંત રાખો મહારાણીબા, આલ્હા અને ઉદલ જીવતા હશે ત્યાં સુધી એ મહોબામાં પ્રવેશી નહિ શકે.' ઉદલે કહ્યું.

'ઉદલ, ચૌહાણસેનામાં કન્હ છે, ચામુંડ છે.'

'ચામુંડે શું વીરત્વનો ઇજારો રાખ્યો છે મહારાણીબા ?' ઉદલ બોલ્યો; 'એની માએ શું એને એકને જ સવાશેર સૂંઠ ખાઇને જણ્યો છે ? આવવા દો, ચામુંડને આવવા

દો. અહીં શાહબુદ્દીન ઘોરી નથી, અહીં તો આલ્હ-ઉદલની પ્રચંડ સમશેરો છે, રાઠોડોનો સમુદ્ર સાગર છે.'

પૃથ્વીરાજ પોતાની ચૌહાણસેના સાથે મહોબા આવી પહોંચ્યો.

મહોબા પહોંચ્યા પછી એને ખબર પડી કે જયચંદ્રની સેના પણ ચંદેલના રક્ષણ માટે આવી પહોંચી છે.

'કાકા' પૃથુએ કન્હ ચૌહાણને કહ્યું; 'ઉદલ અને આલ્હ પણ આવી ગયા છે.'

'પરમાલે પગે પડી એ બન્ને ભાઈઓની ક્ષમા માગી છે. રાજા પરમાલ સાવ નમાલો છે. પૃથુ, પણ આ બેઉ ભાઈઓ મહાપરાક્રમી છે. આપણા વિજયની આશા હવે પચાસ ટકા જ રહે છે.'

'કાકા, હું આ યુદ્ધમાં સેનાપતિ તરીકે તમને અભિષિક્ત કરું છું.' પૃથુએ કહ્યું.

કન્હ ચૌહાણ ! મહાપરાક્રમી. સંગ્રામે વીરભદ્ર, તલવારી યુદ્ધનો મહાપંડિત. એણે ચૌહાણસેનાનું અશ્વદળ મોરચે ગોઠવ્યું. એણે ચામુંડને સૌથી આગળ રાખ્યો, કૈમાસ અને હાહુલીરાયને બન્ને બાજુઓ સોંપી. પૃથ્વીરાજના અંગરક્ષણની જવાબદારી સંજમરાયને સોંપી, પોતે મધ્યનો મોરચો સંભાળ્યો.

આલ્હ પણ રણપંડિત હતો. એણે ચામુંડના ધસારાને ખાળવાની જવાબદારી ઉદલને સોંપી.

ધનુષ્યમાંથી તીર છૂટે એમ ચામુંડ અને એનું અશ્વદળ

ધસી ગયું. શિવની જટામાં ગંગા ઝીલાય એમ ઉદલના રાઠોડ વીરોએ ચામુંડનો સામનો કરી પ્રતિકારને ખાળ્યો. રાઠોડોએ પહેલે જ ઝપાટે ચૌહાણોને પછાડયા.

સમશેરોનું ઘેઘુર વન ઉગી નીકળ્યું, ચારે તરફ લોહી-લોહી અને નર્યું લોહી જ છંટાવા લાગ્યું. રાઠોડોની સમશેરો ભયંકર હતી, જયચંદ્રે તલવારોનું આધુનિકરણ કરાવ્યું હતું, પ્રચંડ અને લાંબી અસિઓને ઉચકવા માટે, વાર કરવા માટે એણે ખાસ અશ્વદળ તૈયાર કર્યું હતું.

લારોલાર ધૂંઢ અને માથાં ખડકાયાં. લોહીના ખાબો-ચિયામાં યોદ્ધાઓ આળોટતા હતા. ચામુંડે શૌર્યનો ખંગ વાળ્યો પણ રાઠોડોએ એને આગળ વધવા જ ન દીધો. ઉદલે આવી એને પડકાર્યો;

'ચામુંડ, આ તારું પાણીપત કે થાણેશ્વર નથી, આ તો રાઠોડોનું જુધ્ધ છે, આવ મારી અસિ સામે આવ.'

ચામુંડે પોતાની તમામ શક્તિ એકઠી કરી તલવારમાં મૂકી, વજ્ર પડે એમ તલવાર પડી. ઉદલે પોતાની ઢાલ ઉપર ઘા ઝીલ્યો અને વળતો ભયંકર ઘા કર્યો. ચામુંડ ઘવાયો, એની આંખો ઉપર લોહીના પડળ બાઝી ગયા. ઉદલે ચામુંડને હંફાવ્યો. એવામાં ચૌહાણોએ આવી ચામુંડને રક્ષણ આપ્યું.

કન્હ ચૌહાણને વીરવર આલ્હે પડકાર્યો. પોતાના મહાભયંકર ભાલાથી એણે કન્હના હાથીને માર્યો, કન્હ અંબાડીમાંથી ઠેકી સીધો આલ્હના અશ્વ ઉપર જ પડયો.

ચૌહાણો અને ચંદેલાઓ વચ્ચે ખૂંખાર યુદ્ધ જામ્યું.

આલ્હની સમશેરે કન્હને લોહીથી તરબોળ કરી દીધો. મત્ત, ગાંડાતૂર હાથીની માફક, વિનાશના સાક્ષાત સ્વરૂપ જેવો, દુર્ધર્ષ કન્હ ઘૂમતો હતો અને ચૌહાણોની લાશો ઢળતી હતી. આલ્હનું ભયાનક, ભિષણ વીરભદ્ર જેવું સ્વરૂપ જોઈ ચૌહાણો થરથરી ઊઠ્યા. કન્હ ચૌહાણે ભાગતા ચૌહાણોને રોક્યા. એણે ફરીવાર મોરચો બાંધ્યો અને આલ્હ સામે ધસી ગયો.

ચામુંડે ભીમ પરાક્રમ કર્યું. એણે પોતાની ગદાના પ્રહારથી યુવરાજ બ્રહ્મજીતને છુંદી નાખ્યો. ઉદયને ખબર પડી ત્યારે એણે પણ તલવાર છોડી ગદા ઉપાડી. એને એક મહિષની જેમ ધસી આવતો જોઈ ચામુંડ ધસ્યો. બે મોજાંઓ અથડાય, આકાશમાં મેઘ અથડાય એમ બન્ને અથડાયા. પહેલે જ પ્રહારે ચામુંડની ગદા તૂટી પડી. ચામુંડના માથાંના ફૂરચા ઉડાડી દેવા ઉદલે ગદા ઉચકી પણ ત્યાં જ હાહુલીરાયે આવી ઉદલને ઘેરી લીધો. જયચંદ્રની રાઠોડસેનાનો નાયક લાખાજી કનોજીયો હાહુલીરાય ઉપર ધસી આવ્યો, પણ નિડુર ચૌહાણે એને ખાળ્યો. લાખાજીએ તલવારના એક જ ઝાટકે નિડુરનું માથું ઉડાવી દીધું, પછી એણે હાહુલીરાયને પછાડયો, પણ ચામુંડે આવી લાખાના ટૂકડેટૂકડા કરી નાખ્યા.

ઉદલે પૃથ્વીરાજને સપાટામાં લીધો. સંજમરાયનો અંગરક્ષકો સાથે એણે સોથ કાઢી નાખ્યો. ઉદલનું આ

આ મહાભયાનક યુદ્ધ જોઈ પૃથ્વીરાજ ચકિત બની ગયો. હાથી ઉપરથી ઉતરી એ અશ્વ ઉપર આવ્યો અને પોતાની મહાપ્રચંડ અસિ ખેંચી ઉદલ ઉપર ધસ્યો.

ઉદલે પળવારમાં તો ચૌહાણોને કાપી નાખ્યા. પૃથુના અંગરક્ષકો ઘાસની જેમ કપાયા. સંજમરાયના પેટમાં એણે તલવાર હૂલાવી દીધી અને સંજમરાય ઢળી પડ્યો. મહારાજ દિલ્હીપતિ ભયમાં છે એ જાણી ચૌહાણો વાઘની જેમ ચંદેલાઓ ઉપર ઉછળતા આવ્યા.

'કૈમાસ, કન્હ અને પડિહાર ચૌહાણે પૃથ્વીરાજ પાસે પહોંચવા માટે ચંદેલાઓની કતલ શરૂ કરી, પણ ચંદેલાઓએ એ ત્રણેયને ખાળી રાખ્યા. ચંદેલાનો નાયક વીરમદેવ ગર્જ્યો;

'ખબરદાર ચંદેલાઓ, કાપી નાખો...કાપી નાખો ચૌહાણોને, એક પણ ડગલું કૈમાસ કે કન્હને આગળ વધવા ન દેશો, જો....જો....તમારી જણનારી ન લાજે.'

કવિવર ચંદે આ અતિભિષણ સંગ્રામનું વર્ણન પાનાંઓ ભરીને કર્યું છે. એમાં અતિશયોક્તિ જરૂર હશે પણ આલ્હ અને ઉદલના પાત્રોને ઉપસાવવામાં કવિ મેદાન મારી ગયા છે. ચંદની કલમે 'રાસા'માં આલ્હ અને ઉદલને જે રીતે બિરદાવ્યા છે એટલા ચામુંડ અને કૈમાસને પણ નથી બિરદાવ્યા. કવિ હંમેશા કવિ જ રહે છે. જ્યાં-જ્યાં એ શૌર્ય જોય છે, ધર્મ જોય છે; સત્ય જોય છે અને સતીત્વ જોય છે ત્યાં ત્યાં એની નજર ખૂંપી જાય છે અને

કલમ ગંગાના પ્રવાહના જેવી ગતિ ધારણ કરે છે.

કન્હ ચૌહાણ, કૈમાસ અને પડિહાર ચંદેલાની વજ્ર દીવાલ તોડી પૃથ્વીરાજ પાસે પહોંચે એ પહેલાં જ ઉદલે પૃથ્વીરાજને ધરાશયી કરી દીધો. મૂર્છિત પૃથુ સંજમરાયની બાજુમાં જ ઢળી પડયો.

એટલામાં કૈમાસ, કન્હ અને પડિહાર ધસી આવ્યા. ઉદલે એ ત્રણેયને વેતરી નાખ્યા. મહાપ્રચંડ કન્હ ચૌહાણે હવે ક્રોધથી પાગલ બની ઉદેલને જનોઇવઢ વેતર્યો, કૈમાસે એનું માથું ઉડાવી દીધું.

ચંદે રાસામાં લખ્યું છેઃ—

तिनु मिलके मारीओ रणजशराजकुमार
मारे भर पीथुराजके सिरबीन एक हजार

મહાપ્રચંડ, રણપંડિત ઉદલની વીરગતિના સમાચાર સાંભળી આલ્હ હવે બેઉ હાથમાં તલવાર લઈ ચૌહાણો ઉપર તૂટી પડયો. ચૌહાણોને એણે ઘાસની જેમ કાપ્યા. પણ હવે રાઠોડો ભાગવા લાગ્યા હતા અને ચંદેલાઓ કપાઈ ગયા હતા.

અથાક અને ભીમ પ્રયત્નોના અંતે જ્યારે આલ્હે જોયું કે ચૌહાણો વિજયને કાંઠે આવી ઊભા છે ત્યારે એણે પોતાની અસિને તોડી નાખી, ધનુષ્ય અને તમામ શસ્ત્રાસ્ત્રો ફેંકી દીધા અને રણ છોડી જંગલના માર્ગે ચાલી નીકળ્યો.

ચૌહાણોએ એને જવા દીધો.

ચંદના 'રાસા'માં આ યુદ્ધ એક રોમાંચક રીતે રજૂ થયું છે. ઉદય અને આલ્હાના શૌર્યને અંજલિ આપવામાં ચંદે કશી કમીના નથી રાખી. અતિશયોક્તિથી ભરપુર હોવા છતાંય ચંદની કાવ્યપ્રસાદી માણવા જેવી છે.

ચૌહાણોને વિજયમાળા મળી. દુંદુભીઓ ગર્જી ઊઠ્યા. પૃથ્વીરાજ બૂરી રીતે જખમી થયો હતો એને પાટાપિંડી કરવામાં આવ્યા. ચામુંડ આ યુદ્ધને અંતે બોલી ઊઠ્યો; 'આલ્હ અને ઉદલ જેવા વીરશ્રેષ્ઠો મેં હજુ જોયા નથી.'



# રાજસૂય યજ્ઞ

પૃથ્વીરાજના ચંદેલ વિજયથી એ સમયના ભારતના તમામ રાજાઓ ચકિત બની ગયા. દિલ્હી પહોંચ્યા પછી પૃથ્વીરાજે ભારત સમ્રાટની ઉપાધિ ગ્રહણ કરી.

'ભારત સમ્રાટ' શબ્દ કાને પડતાં જ કનોજપતિ જયચંદ્ર ચમકી ઊઠ્યો. પૃથ્વીરાજના અહંકારે એના અભિમાન ઉપર ઘા કર્યો. હકિકતે રાજ્ય વિસ્તારની દૃષ્ટિએ કનોજ દિલ્હી કરતાં વિસ્તૃત હતું. પ્રજાની સુખાકારી,

વાણિજય, કૃષિ, ધનભંડાર બધી જ રીતે કનોજ ચડિયાતું હતું. કનોજ પાસે વિદ્યાનો વારસો હતો. જયચંદ્રે એક બળવાન અને વિશાળ સૈન્ય પણ તૈયાર કરવાની યોજના વિચારી હતી અને એને અમલમાં મૂકવા માટે જ આલ્હ અને ઉદલને પોતાને ત્યાં સેનાધિપતિપદે રાખ્યા હતા. જયચંદ્રની વિદ્યાસભા ભારતભરમાં પ્રખ્યાત હતી. ભારતના શ્રેષ્ઠ ગાંધર્વો કનોજ પાસે હતા, સમગ્ર દેશની નૃત્યાંગનાઓ અને રૂપાંગનાઓ કનોજમાં વસતી હતી.

કનોજ ધન–ધાન્યનો પ્રદેશ હતો, ફૂલ અને પરિમલથી મઘમઘતો હતો, કનોજના અત્તરો અને સુગંધી દ્રવ્યો ઈરાન, સિંહલદ્વિપ અને મલાયા સુધી ફેરતા હતા.

જયચંદ્ર પાસે તમામ હતું પણ ચામુંડ, કૈમાસ, કન્હ ચૌહાણ, હાહુલીરાય જેવા વીર સેનાપતિઓ ન હતા. મતલબ કે પૃથ્વીરાજ પાસે જે વીરશ્રી હતી એવી જયચંદ્ર પાસે ન હતી.

પણ પૃથુએ જ્યારે 'ભારત સમ્રાટ'નું બિરુદ ધારણ કર્યું ત્યારે જયચંદ્ર અવશ્ય ચોંકી ઊઠ્યો. પૃથુ સાથે સીધાં ઘર્ષણમાં ઉતરવામાં એ માનતો ન હતો. કારણકે પોતાની વિશાળ સેનાની એ સંપૂર્ણ કાયાપલટ કરવા ઇચ્છતો હતો. એની ઇચ્છા પૃથ્વીરાજ સામે એક જ વખત યુદ્ધ લેવાની હતી, જે યુદ્ધમાં પૃથુ માર્યો જાય અને કનોજને નિશ્ચિત વિજય મળે. પણ ભારત સમ્રાટ શબ્દે એને અસ્વસ્થ કરી મૂક્યો. જે ધીરજથી એણે અત્યાર સુધી

સંયમ કેળવ્યો હતો એ ધીરજને ઈર્ષાનો કીડો ગળી ગયો.

એણે તુર્તજ રાજસભા બોલાવી. બનારસથી વિદ્વાન, કર્મકાંડી દ્વિજોને બોલાવ્યા, અને આ સભામાં એણે પ્રસ્તાવ મૂક્યો.

'ભારત સમ્રાટ એ જ બની શકે જેણે ભારત વિજય મેળવ્યો હોય.'

'રાઠોડરાજ.' કાશીના પંડિતવર્ય શંકર બોલી ઊઠ્યા; 'સમ્રાટપદ, ચક્રવર્તીપદ ત્યારે જ સંપન્ન બને જ્યારે શાસ્ત્રોક્ત રીતે રાજસૂર્ય યજ્ઞ કરવામાં આવે. પૂર્વ આવો યજ્ઞ રામચંદ્રે કર્યો હતો, યુધિષ્ઠિરે કર્યો હતો,સમ્રાટ ચંદ્રગુપ્તે અને હર્ષવર્ધને કર્યો હતો. રાજસૂય યજ્ઞ કર્યા પછી જ, શાસ્ત્રોક્ત વિધીથી યજ્ઞને સંપૂર્ણ કર્યા પછી જ સમ્રાટપદની પ્રાપ્તિ થાય.'

'શંકરદેવ, કનોજ આવો યજ્ઞ કરી શકે કે નહિ ?' જયચંદ્રે પૂછ્યું.

'તત્કાલિન રાજકીય પરિસ્થિત જોતાં ફક્ત કનોજ નરેશ જ આવો યજ્ઞ કરી શકવા સમર્થ છે.' શંકરદેવે પોતાનો મત ઉચ્ચાર્યો.

'પણ આ યજ્ઞ કરવો એ રમત વાત નથી મહારાજ.' સોમનાથથી આવેલ એક વિદ્વાન પંડિતાચાર્ય બોલ્યા; 'આ યજ્ઞ સંપન્ન કરવા માટે રાજ્યના કોશમાં કરોડો સુવર્ણ દ્રમ્મ હોવા જોઈએ.'

'બીજી પણ એક વાત છે મહારાજ.' કવિવર પરિમલ બોલી ઊઠ્યો; 'આ યજ્ઞનો જે અશ્વ છોડવામાં આવે એની

પાછળ લાખોની સેના દોરાવી જોઇએ. અશ્વ દ્વારા દિગ્વિજય અને દિગ્વિજય પછી સમ્રાટપદની પ્રાપ્તિ.'

'કનોજ પાસે ભારત વિજયી સેના છે.' જયચંદ્રનો ભત્રીજો અને કનોજની સેનાનો અધિનાયક સિંહ બોલી ઊઠયો; 'અમારે અમારી જાતે જ અમને ભારત સમ્રાટ કહેવરાવવા નથી, અમારે ભારત વર્ષની પ્રજા પાસેથી આ બિરુદ મેળવવું છે.'

'મહારાજ.' શંકરદેવ બોલ્યા; 'દ્રવ્ય, અઢળક દ્રવ્ય, અગણિત દ્રવ્ય જો ખર્ચવાની તમારી શક્તિ હોય તો જ આ યજ્ઞ સંપન્ન બને. ભારત વિજય કરવાની વીરશ્રી પણ તમારી પાસે હોવી જોઇએ.'

'શંકરદેવ, કનોજ પાસે યજ્ઞ કરાવવાની શક્તિ છે.'

'તો મહારાજ, આ યજ્ઞ હું કરાવી આપું.'

'આજથી જ તમે અમારા યજ્ઞના આચાર્ય છો.' જયચંદ્રે કહ્યું; 'તમે તમારી તૈયારી કરો, જે કરવું ઘટે એ કરો, રાજ્યભંડાર આજથી આ યજ્ઞ માટે ખૂલ્લો મૂકાય છે.'

'મહારાજ જયચંદ્ર રાઠોડનો જય હો.'

રાજસભા ગાજી ઊઠી. કનોજ પ્રવૃત્તિથી ધમધમી ઊઠ્યું. જયચંદ્રે પોતાના ભાઈ બાલુકરાયને અને ભત્રીજા સિંહને પોતાની લાખોની સેના સોંપી દીધી.

'બાલુકરાય, તમે ગજદળને અને પદાતિદળને જાળવો અને સિંહ તારે કનોજનું નેવું હજારનું અશ્વદળ જાળવવાનું છે.'

જયચંદ્રે આ મહાન યજ્ઞના નાના મોટા કામ માટે અલગ અલગ અધિકારીઓની નિમણૂક કરી. એણે ભારતવર્ષના તમામ રાજાઓને યજ્ઞમાં ભાગ લેવા નિમંત્રણ મોકલ્યું. જેમ જેમ રાજાઓ આવતા ગયા તેમ તેમ કનોજમાં ધમાલ વધવા લાગી. જયચંદ્રે હરેક રાજાને પણ એને યોગ્ય કામ આપ્યું.

સારુંય ભારતવર્ષ જાણે કનોજમાં ઠલવાયું. ભારતની સંસ્કૃતિ, કલા, વિદ્યા અને સાહિત્ય કનોજમાં એકઠા થયા. ઉદાર હૃદયી જયચંદ્રે પૃથ્વીરાજને અને એના બનેવી સમરસિંહને પણ નિમંત્રણ મોકલ્યું, પણ ન તો પૃથ્વીરાજ આવ્યો કે ન રાણા સમરસિંહ આવ્યા.

યજ્ઞ વિધિવત શરૂ થાય એ પહેલાં ફરી એક વાર જયચંદ્રે પોતાના ખાસ પ્રતિનિધીને દિલ્હી દોડાવ્યો અને યજ્ઞમાં આવી જવા આગ્રહ કર્યો, પણ અભિમાની પૃથુએ નિમંત્રણ ન સ્વીકાર્યું.

આ અપમાનથી જયચંદ્ર ક્રોધે ભરાયો. એણે પૃથ્વીરાજ અને રાણા સમરસિંહની પ્રતિમાઓ બનાવી યજ્ઞમંડપને દ્વારે દ્વારપાલ તરીકે ગોઠવી, અને યજ્ઞનો આરંભ થયો.

પૃથ્વીરાજ કોઈ છમકલું ન કરે કે મેવાડનો રાણો કોઈ લશ્કરી પગલું ન ભરી બેસે માટે જયચંદ્રે પોતાની વિશાળ સેનાને કનોજની સરહદો ઉપર ગોઠવી દીધી. પૃથ્વીરાજે જ્યારે સાંભળ્યું કે પોતાની અને રાણા સમરસિંહની પ્રતિમાઓ દ્વારપાળ તરીકે ગોઠવાઈ છે ત્યારે એણે ચંદ, ચામુંડ, કૈમાસ, હાહુલીરાય અને કન્હને તેડાવ્યા.

'શું કરવું છે, કૈમાસ ! આ અપમાન શું આપણે ગળી જવું ?'

'ચૌહાણ અપમાન સહન ન કરે મહારાજ.' કૈમાસ બોલ્યો; 'ચક્રવતી અને ભારત સમ્રાટ કંઈ યજ્ઞ કરવાથી નથી થઈ શકાતું એને માટે તો અસિની આરાધના કરવી પડે છે. ભારત સમ્રાટ કોણ છે એવો પડકાર જ્યારે આવીને ઊભો છે ત્યારે આપણો ધર્મ છે કે એ અભિમાનીની સાન ઠેકાણે લાવવી. મહારાજ પૃથ્વીરાજ, યજ્ઞ એ તો બ્રાહ્મણોની રમત માત્ર છે, યજ્ઞ કરીને સમ્રાટ પદ તો કોઈ નગરશ્રેષ્ઠી પણ મેળવી શકે, પણ આવી બાલીશ રમત જેણે આદરી છે, જે અહંકારથી છકી ગયો છે એની સાનને ઠેકાણે લાવવા માટે પણ આપણે આપણો તલવારી ધર્મ બજાવવો જોઇએ.'

રંગ....રંગ....રંગ....કૈમાસ તને રંગ છે.' ચંદ કૈમાસની વાણીથી ડોલી ઊઠ્યો !'

जिही कैमास प्रधान खोदि सदव धन कढ्यो,
जिही कैमास प्रधान राज्य चौहान हि चढयो;
जिही कैमास प्रधान पारी परिहार भूर थल,
जिही कैमास प्रधान मलेच्छ बांध्यो वल सच्चल,
चहु ओर जोर चौहान नृप तुरक हिंदु डरहत डरहत,
वाराह वाघ वाराह विच सुवश सुवास जंगल धरह.

'ચામુંડ તારો શો મત છે ?' પૃથુએ પૂછ્યું.

'મને હંમેશા યુધ્ધમાં રસ છે, વળી આ તો ધર્મયુધ્ધ છે અને ચામુંડની તલવાર ચૌહાણને ચરણે છે. મોટાભાઈ કૈમાસે સત્ય વાત કહી છે.' ચામુંડ બોલ્યો.

# ૯

# એ આવશે ?

પણ શાહબુદ્દીન ઘોરી જયચંદ્રનો પત્ર મળે એ પહેલાં જ દિલ્હી ઉપર કૂચ કરી ગયો હતો. ત્રણત્રણ વખત ભૂરે હાલે હાર્યા છતાં એ હિમ્મત હાર્યો ન હતો. એનું શૌર્ય અક્ષુણ્ણ હતું. ન જાણે ક્યાંથી એ આટલી અતૂટ, અખૂટ પ્રેરણા મેળવતો હતો. યુદ્ધ, સતત યુદ્ધ એ જ એનો જીવનમંત્ર હતો, એ જાણતો હતો કે પૃથુની પડતી શરૂ થઈ ચૂકી છે. એ વિલાસી બની ગયો છે.

પંજાબમાં આવ્યા પછી એને ખબર પડી કે ચૌહાણોએ રાઠોડસેનાને શિકસ્ત આપી છે અને જયચંદ્રનો રાજસૂય યજ્ઞ અપૂર્ણ રહ્યો છે.

'તાતાર.' એ બોલ્યો; 'એક હિન્દુ રાજાએ બીજા હિન્દુ રાજાના ધર્મયજ્ઞમાં વિઘ્ન નાખ્યું છે, પિથલ હવે ધર્મનો અપરાધી છે. હું માનું છું કે પિથલના આ યજ્ઞભંગના કાર્યથી હિંદુઓ અવશ્ય છંછેડાયા હશે!'

'સુલતાન, એણે રાઠોડોને શિકસ્ત આપી છે, એનું બળ હજુ અખંડ છે.'

સુલતાન સેનાપતિના શબ્દોની સાવચેતી સમજી ગયો.

'છતાંય આ એક યુદ્ધ આપણે લડી લઈએ.'

'યુદ્ધ માટે તો આપણે આવ્યા છીએ, પણ....!'

'શું ?' સુલતાન ચમક્યો.

'પૃથુનું બળ એના સેનાપતિ ચામુંડમાં છે, મંત્રી માસમાં છે, આ બન્ને દિલ્હીના આધારસ્તંભો છે. આ થાંભલાઓને જ ખેડવી નાખ્યા હોય તો ?'.

'શઠનીતિ ?' ઘોરી હસ્યો.

'રાજનીતિ !' તાતાર બોલ્યો.

'રાજનીતિને રણનીતિ સાથે ભેળવવામાં હું નથી માનતો તાતાર.' ઘોરીએ માથું ધુણાવ્યું; 'યુદ્ધમાં નીતિ એક જ હોય – સમશેરની !'

તાતારખાન ચૂપ થયો.

'હું તો મેદાની યુદ્ધમાં માનનારો માણસ છું. મને યુદ્ધમાં શઠનીતિ નથી ગમતી. તલવાર જે ફેંસલો આપે, હું એને સ્વીકારી લઉં છું. તાતાર, યાદ રાખો કે જે પરાજયને જીરવી જાણે છે એ જ સાચો વીર છે. વીર કદાપિ પરાજયથી ન ડરે.'

'પણ શત્રુ જ્યારે બળવાન હોય ત્યારે છળકપટથી એને પરાસ્ત કરવામાં કોઈ પાપ નથી.'

'પાપ – પુણ્યમાં હું માનતો નથી, તાતાર.' શાહબુદ્દીને માથુ ધુણાવ્યું; 'હું તો વિજય અથવા પરાજયમાં માનું છું.'

એવામાં જયચંદ્રનો સંદેશવાહક આવી પહોંચ્યો.

પત્ર વાંચી શાહે કહ્યું; 'આ જયચંદ્ર પણ અનંગપાળની માફક દ્રોહી છે, એને પોતાને તલવાર નથી ઉઠાવવી અને પૃથુને પરાસ્ત કરવો છે. તું કહે છે એવી શઠનીતિનો આ માણસ હિમાયતી છે. મને જયચંદ્રમાં રસ નથી.'

શાહબુદ્દીન ઘોરી દિલ્હી આવે છે એ સમાચાર પ્રાપ્ત થતાં પૃથ્વીરાજે આ વખતે એને પંજાબ જીતી આગળ વધવા દીધો. પંજાબનાં ગામનાં ગામ ઉજ્જડ થઈ ગયાં. ઠેરઠેર આગ સળગી. નિરાધાર લોકો હિજરત કરી ગયા.

દિલ્હીમાં પૃથુએ પોતાના તમામ સામંતો, મંડલેશ્વરો, રાણાઓ અને સેનાપતિઓને એકત્ર કર્યા. એણે ઠેરઠેર પત્રો મોકલી રજપુત રાજાઓને માતૃભૂમિના રક્ષણ માટે આવવા નિમંત્રણ પાઠવ્યા, પણ રાજસ્થાન સિવાય કોઈએ પૃથુને દાદ ન દીધી.

સરહદના કેટલાક હિન્દુ રાજાઓએ શાહને મદદ કરી. વિનાશ અટકાવવા માટે આ સિવાય એમની પાસે અન્ય માર્ગ ન હતો.

ફરી એક વાર ચૌહાણે મહાસેનાધિપતિપદે ચામુંડને અભિષિક્ત કર્યો. કૈમાસ, કન્હ ચૌહાણ, હાહુલીરાય વગેરે વીર સેનાપતિઓ સાથે પૃથ્વીરાજે સ્થાનેશ્વરના મેદાનમાં ચૌહાણસેનાને ખડી કરી દીધી.

આ સ્થાનેશ્વર એ જ પાણીપત, આ સ્થાનેશ્વર એ જ કુરુક્ષેત્ર. ઈ.સ. પૂર્વેથી જ્યાં મહાભયાનક સંગ્રામો થયા હતા, જેની ધરા રક્તરંજીત હતી, એની માટીની રુધિર

પ્યાસ ક્યારેય બૂઝાતી ન હતી એવા ઇતિહાસપ્રસિદ્ધ મેદાનમાં ઘોરીને પરાસ્ત કરવા ચામુંડે વ્યૂહ ગોઠવ્યો.

એ જ વખતે રાણા સમરસિંહ મેવાડની સેના લઈ આવી પહોંચ્યા. રાણાએ ચામુંડનો વ્યૂહ જોયો અને એને અભિનંદન આપ્યા.

'પિથલ.' સમરસિંહે કહ્યું; 'જ્યાં સુધી તમારી સાથે કૈમાસ અને ચામુંડ છે ત્યાં સુધી તમારું છત્ર સલામત છે.'

શાહની સેના પાણીપતે આવી ઊભી.

ખૂનખાર જંગ શરૂ થયો, હજારો યોદ્ધા રણમાં ઢળ્યા પણ હઠીલો સંગ્રામ પૂરો ન થયો. સૂર્યાસ્ત પછી ચામુંડે અને શાહે શસ્ત્રવિરામ કર્યો.

બીજા દિવસની પ્રભાતે શંખનાદો થતાં જ ચૌહાણો અફઘાન સેના ઉપર તૂટી પડ્યા. લોહી, માંસ, મજ્જા, હાડકાંઓથી સમરભૂમિ ખીચોખીચ ભરાઇ ગઇ. યોદ્ધાઓ ઝૂઝતા હતા, ગર્જના કરતા હતા, ત્રાડતા હતા અને ચીસો પાડતા હતા.

જેમ જેમ દિવસ ચડતો ગયો એમ યુદ્ધ ખૂંખાર બનતું ગયું. પૃથ્વીરાજે પોતાની ધનુર્વિદ્યાથી સેંકડો યવનોને સંહારી નાખ્યા.

કશા જ પરિણામ વગર યુદ્ધ બંધ થયું.

ત્રીજે દિવસે પ્રભાતથી જ ચામુંડ વીરભદ્ર બની ગયો. દિલ્હીનું સર્વશ્રેષ્ઠ અશ્વદળ લઇ ધસી ગયો. અફઘાન સેનામાં એ દાવાનળની માફક ફેલાયો. બપોર થતાં

સુધીમાં એણે અફઘાન વ્યૂહને છિન્નભિન્ન કરી નાખ્યો.

માથાં અને ધડની કતારો જામી ગઇ, લોહી અને ધૂળના કિચડમાં યોધ્ધાઓના પગ ખૂંપી જવા લાગ્યા. અશ્વોના હણહણાટ, ઐરાવતોની ચિંઘાડો અને રણવાદ્યોના અવાજથી હવા ફાટી પડવા લાગી.

પૃથ્વીરાજે પોતાના ધનુર્ધરો પાસે સળગતા બાણની વર્ષા કરાવી. સાંજ ઢળી પણ ચામુંડ આજે આ યુદ્ધનો અંત લાવવા માગતો હતો. પોતાના અશ્વદળને એણે સતત આગળ ધપાવ્યે જ રાખ્યું.

આખરે શાહબુદ્દીનની સેનાના પગ ઊખડી પડ્યા.

ચામુંડે પોતાના ચૌહાણ અશ્વારોહીઓને ઉશ્કેરી મૂક્યા. એની ઇચ્છા આ વખતે પણ ઘોરીને જીવતો પકડી લેવાની હતી, પણ અફઘાનો એને હાથ ન આવ્યા.

નિરાશ ચામુંડ ક્રોધથી સળગી ઊઠ્યો; 'પકડો, શાહને પકડો, જીવતો કે મરેલો, એને પકડો.'

છ જોજન સુધી એણે ભાગતી સેનાનો પીછો કર્યો. સેંકડો અફઘાનોને કાપી નાખ્યા, પણ પક્ષીની માફક ઉડી ચૂકેલા શાહને પકડવાની એની મુરાદ બર ન આવી.

પૃથ્વીરાજ ચામુંડને બથ ભરીને ભેટી પડ્યો.

'ચામુંડ તું વીરભદ્ર છે, ના તું કાર્તિકેય છે.'

'હું તો કશું જ નથી મહારાજ, હું તો આ ભૂમિની માટીમાંથી બનેલ છું, એનું ઋણ ચૂકવવા હું પ્રયત્ન કરું છું.'

પૃથ્વીરાજે ચામુંડને પોતાના ઐરાવત ઉપર બેસાડી એને

સર્વોચ્ચ માન આપ્યું. દિલ્હીમાં સભા ભરી પૃથુએ ચામુંડને અમૂલ્ય ભેટો આપી નવાજ્યો, અને મોંફાટ પ્રશંસા કરી.

ચામુંડને મળેલ સર્વોચ્ચ માનથી ચૌહાણસેનાના અન્ય સેનાનાયકોમાં દ્વેષ અને રોષ વ્યાપ્યો.

એવામાં એક સમાચાર આવ્યા જેનાથી પૃથ્વીરાજ ખળભળી ઊઠ્યો અને અશાંત બની ગયો.

સમાચાર હતા જયચંદ્ર રાઠોડની અતિશય રૂપવતી કન્યા સંયુક્તાના સ્વયંવરના. આ સમાચારે પૃથ્વીરાજની આંખ સામે સાતેક વરસની અત્યંત લાવણ્યવતી એક કન્યાને ખડી કરી દીધી.

'ના, પ્રથમ જાણવું જોઈએ કે એ હજુય મને ચાહે છે યા નહિ! એના હૃદયમાં હજુય હું પ્રભાતના પુષ્પની જેમ પ્રફુલ્લ છું કે નહિ?'

પૃથુ તુર્ત જ કર્ણાટકી પાસે જઈ પહોંચ્યો.

'એ મને ચાહતી હતી, મને સમ્રાટ બનેલો જોવા એ ઝંખતી હતી, મને દિગ્વિજયી જોવાની એની અભિલાષા હતી. એને મારામાં અખૂટ વિશ્વાસ હતો – ત્યારે એ સાત વરસની હતી.'

'મહારાજ, તમે શું ઇચ્છો છો?' કર્ણાટકીએ હસીને પૂછ્યું.

'મારે જાણવું છે કે એ મને ભૂલી ગઈ છે કે હજુય સતત સ્મરણમાં રાખ્યો છે! જો એ મને ભૂલી ગઈ હોય, અથવા ધિક્કારતી થઈ ગઈ હોય તો પછી મારે પણ એ બચપણના સંભારણાને બાલીશ ગણી છોડવા જોઈએ, પણ જો એ મને ભૂલી ન હોય, એની ઇચ્છા હજુય દિલ્હીશ્વરી બનવાની હોય તો હું જાનના જોખમે પણ એને કનોજમાંથી ઉઠાવીશ.'

'હું એ સમાચાર તમને આપું, પણ એ પહેલાં આપણે એક પ્રહસન ગોઠવવું પડશે પ્રભુ!' નૃત્યાંગના હસી.

'શું?'

'તમારે મારું જાહેર અપમાન કરવું પડશે! ભરસભામાં મને કૂલટા કહેવી પડશે અને મને દેશનિકાલ કરવી પડશે.' ગંભીરતાથી કર્ણાટકી બોલી.

પૃથ્વીરાજ ચમક્યો, પણ પછી તુર્ત જ એ ખડખડાટ

હસી પડચો.

'કાલે સવારે હું તને હડધૂત કરીશ નાલાયક!'

'મને નાલાયક કહેશો એટલે હું મારી લાયકાત પુરવાર કરી આપીશ પ્રભુ.'

'એ જયચંદ્ર છે હોં! શઠનો પણ શઠ! સાવચેત રહેજે.'

'એટલે જ કહું છું કે તમે તો ભરસભામાં મારું ઘોર અપમાન કરજો, દંડાધિકારી પાસે મને ફટકાની સજા કરાવજો, તો જ જયચંદ્રના ગુપ્તચરોને વાતમાં વિશ્વાસ બેસસે.'

બીજે દિવસે પ્રભાતે ભરસભામાં એક શ્રેષ્ઠી પુત્રે કર્ણાટકી વિરુદ્ધ ફરિયાદ કરી. પૃથ્વીરાજે ગંભીર ચહેરે સાંભળી. કૈમાસ, ચામુંડ, હાહુલીરાય ચકિત બની ગયા.

'મને ભોળવી એણે મને લંપટ બનાવ્યો, મારું તમામ દ્રવ્ય એણે પચાવી પાડયું. પચાસ લક્ષ સુવર્ણ-મુદ્રા એ લઈ ગઈ છે પ્રભુ, અને હવે મને એના દરવાજે ઉભવા પણ નથી દેતી. મને ન્યાય આપો પ્રભુ!' શ્રેષ્ઠી પુત્ર બોલ્યો.

'કર્ણાટકી! એ રાજનર્તિકા? એ તારું દ્રવ્ય હરણ કરી ગઈ?'

'હા, પ્રભુ હા! એ રાજનર્તિકા નથી વેશ્યા. છે, વેશ્યા!'

'ચૂપ રહે! તારે આ સાબિત કરવું પડશે?'

'એને પ્રથમ પૂછો તો ખરા પ્રભુ?'

તાબડતોડ કર્ણાટકીને તેડાવવામાં આવી.

'ન્યાય માગે છે આ શ્રેષ્ઠી પુત્ર.' પૃથ્વીરાજ બોલ્યો: 'સાચું કહો રાજનર્તિકે, તમે એનું દ્રવ્ય લીધું છે?'

'મેં ક્યાં મફત લીધું છે.' કર્ણાટકીએ જવાબ આપ્યો.

'તમે લીધું છે?' પૃથ્વીરાજનો અવાજ ધ્રુજ્યો.

'લીધું છે પણ દેહ વેચીને લીધું છે!'

સભામાં સન્નાટો છવાઈ ગયો.

'એણે મને દ્રવ્ય આપ્યું, મેં એને રૂપ આપ્યું!'

'તું રાજનર્તિકા....તેં ઊઠીને વેશ્યાવૃત્તિ કરી?'

'મહારાજ વેશ્યાઓ કંઈ આજકાલની નથી, વેદકાળ સુધી એના મૂળ છે.'

'પણ ચૌહાણ રાજ્યમાં વેશ્યાવૃત્તિ ઉપર પ્રતિબંધ છે!' પૃથુ મેઘની જેમ ગર્જ્યો; 'કર્ણાટકી, મેં તને રાજનર્તિકા બનાવી, તને દિલ્હીનો આરસ મહાલય રહેવા માટે આપ્યો, તારી સેવામાં સેંકડો દાસ–દાસીઓ રોકયા. શું આ માટે? તારી વેશ્યાવૃત્તિ માટે?'

'શાંતમ્ પાપમ્....શાંતમ્ પાપમ્' સભા પોકારી ઊઠી.

'કર્ણાટકી, રાજાજ્ઞાનો ભંગ કરનારને દેહાંતદંડની શિક્ષા થાય છે, નીચ, કમજાત!' પૃથ્વીરાજ ક્રોધથી પાગલ બની ગયો.

'તેં રાજાના વિશ્વાસનો ભંગ કર્યો? નાલાયક, કૃતઘ્ની, વેશ્યા! તેં મારો વિશ્વાસભંગ કર્યો!' રાજા હાંફી ઊઠ્યો.

'મહારાજ!' ચામુંડ ઊભો થયો.

'ચૂપ રહે ચામુંડ!' પૃથુ વાઘની જેમ ત્રાડ્યો; 'શું કરું કે તું નારી છે! કર્ણાટકી?' એણે દાંત કચકચાવ્યા.

'અરે દંડાધિશ, આ કૂટલા, કમજાત કૂતરીને મારી સામેથી લઈ જાઓ, એને દશ કોરડા ફટકારો, દિલ્હીની બજારમાં એ કૂટલાનું સરઘસ ફેરવો અને પછી રાજ્યની હદ બહાર એને તગડી મૂકો. મારી આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરો.'

કૈમાસે કે ચામુંડે પૃથ્વીરાજને આટલો ઉગ્ર ક્યારેય જોયો ન હતો. 'માસને પૂછવાની ઇચ્છા થઈ પણ પૃથુના લાલચોળ ચહેરાને જોઈ એણે માંડી વાળ્યું.

દંડાધિશે કર્ણાટકીનો ચોટલો ઝાલી દિલ્હીની બજારમાં ફેરવી. લોકોના ટોળેટોળાં જોવા માટે એકઠાં થયાં.

'સાંભળો નગરજનો!' દાંડી પીટી એક ઢોલી બોલતો હતો; 'કુલટા, વેશ્યા અને બીજાનું ધન ઓળવી જનારને ચૌહાણ રાજ્યમાં શી શિક્ષા થાય છે એ જુઓ.'

કર્ણાટકી કનોજ પહોંચે એ પહેલાં તો સેંકડો ગુપ્ત-ચરોએ આ સમાચાર જયચંદ્રને આપ્યા.

જયચંદ્રે તુર્ત જ સાંઢણીસવારો રવાના કરી કર્ણાટકીને કનોજ તેડાવી લીધી.

'કર્ણાટકી, કાન્યકુબ્જ તને આવકારે છે.' જયચંદ્રે હસીને કહ્યું; 'પધારો નૃત્યાંગના.'

'મહારાજ!' કર્ણાટકી રડી પડી.

'તું આજથી કનોજની રાજનર્તિકા છે. તારા ઉપર

શું વિતક વિત્યાં એ હું જાણું છું, મને એ ન સંભળાવીશ, પણ કનોજની રાજ્યશ્રી તને આવકારે છે.'

'મહારાજ, કનોજપતિ મને હવે કોઈ રાજા ઉપર વિશ્વાસ નથી.' એ ધ્રૂસકે રડી; 'મને તો પ્રભુ હવે રજા આપો, પતિતપાવની મા ગંગાના જળમાં મારે જળસમાધિ લેવી છે.'

'જળસમાધિ તો કાયર લે.' જયચંદ્રે કહ્યું; 'તું કાયર છે કર્ણાટકી? મારી સાથે રહે, મારી હૃદયેશ્વરી બન, આપણે પિથલને મસળી નાખશું.'

'મહારાજ, તમે કેટલા ઉદાર છો? મારી હવે એક જ ઇચ્છા છે–વૈરતૃપ્તિ!'

'તારી ઇચ્છા એ મારી ઇચ્છાનો પડઘો માત્ર છે.' જયચંદ્રે કર્ણાટકીના આંસુ પોછયાં.

'તું આજથી રાજનર્તિકા છે. અને સમયસર આવી છે. સંયુક્તાને તું નૃત્ય શીખવીશ?'

'નૃત્યનો મારો વ્યવસાય છે દેવ.'

જયચંદ્રે તુર્તજ રણવાસના મુખ્ય નાયકને બોલાવ્યો.

'આ દેવીને રણવાસમાં લઈ જાઓ, એમને કંઈ તકલીફ ન પડે એની કાળજી રાખો.'

સોળમે દિવસે પૃથ્વીરાજ પાસે એક અત્યંત ગુપ્ત પત્ર આવી પહોંચ્યો, લખ્યું હતું:

'મહારાજ પૃથ્વીરાજનો જય હો. પેલું પક્ષી ચાતક મેઘને ઝંખે એમ તમને ઝંખે છે, પણ પિંજર વજાનું

કે અમે અચૂક આવશું, સંયુક્તાનું હરણ કરશું અને એને દિલ્હીશ્વરી બનાવશું.'

'પછી?' પૃથુએ પૂછ્યું.

'પાંચસો ચુનંદા ચૌહાણોને જુદે જુદે વેશે, જુદે જુદે નામે અને જુદી જુદી રીતે કનોજમાં ઘૂસાડી દેશું. આજથી જ આ કાર્યવાહી હું શરૂ કરી દઉં છું.'

'રંગ.... રંગ....કૈમાસ પ્રધાન રંગ છે!' ચંદ બોલી ઊઠયો.

'છેલ્લે તમે, હું, ચામુંડ અને ચંદ નીકળશું. ઘોડાના સોદાગરોનો વેશ ધારણ કરશું અને કનોજમાં દાખલ થશું.' કૈમાસે કહ્યું.

'પણ સ્વયંવર મંડપમાં શી રીતે દાખલ થશું?' પૃથ્વીરાજે પૂછ્યું.

'મહારાજ, એ સમય અને સંજોગ ઉપર આધાર રાખે છે, વળી આ તો ગાંડપણભરેલું સાહસ છે.'

'મહારાજ, ચિંતા છોડી દો!' ચામુંડ બોલ્યો; 'હજાર બે હજારના દળને રોકવું એ બહુ મોટી વાત નથી.'

પૃથુએ કર્ણાટકીને સંદેશો મોકલ્યો.

કૈમાસે એક હજાર પહાડી ખૂંખાર ચૌહાણોને બે-પાંચની ટોળીમાં જુદે જુદે વેશે કનોજમાં ઘૂસી જવા રવાના કર્યા, અને બે હજારનું અશ્વદળ એણે કનોજ અને દિલ્હીની સીમા ઉપર તૈયાર રાખ્યું.

પૃથ્વીરાજનો સંદેશો મળતાં જ કર્ણાટકીએ સંયુક્તાને

'અને તમે જાણતા નથી કે પૃથુ કેવા સાહસશૂરા છે?'

'પણ અહીં એક લાખની અશ્વસેના છે.'

'પાંચ લક્ષની ભલેને હોય ! ચૌહાણની સમશેર વજ્રને પણ ભેદી નાખે છે. મહાભારતીય ધનુર્વિદ્યા એની પાસે જ છે. રાઠોડો હાથ ઘસતા રહેશે અને પૃથુ સંયુક્તાનું હરણ કરી દિલ્હીને માર્ગે ચાલી નીકળશે.'

'એ એકલા આવી હિમ્મત કરશે?'

'રાજકુમારીબા, તમે કૈમાસને જાણતા નથી, ચામુંડને જાણતા નથી, કન્હ ચૌહાણના શૌર્યને જાણતા નથી, મહા હાહુલીરાયને જાણતા નથી. આ બધાં વીરભદ્રો છે, પૃથુની સાથે એ આવશે જ'

કનોજમાં માનવ મહેરામણ ઉભરાઈ રહ્યો હતો. ઠેર ઠેર શોભા નજરે ચડતી હતી. જયચંદ્રે નગરને અલકાપુરી જેવું બનાવ્યું હતું. ભારતભરમાંથી આવેલ અને સંયુક્તાને વરવાની ઈચ્છા રાખતા નૃપતિઓના ઠેર ઠેર વસ્ત્રઘરો ઊભા હતા. ભારતવર્ષની સર્વશ્રેષ્ઠ રાજશ્રી, વીરશ્રી કનોજને આગણે આવી ઊભી હતી. એક વિશાળ સ્વયંવર મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો.

ઝરુખે ઉભેલી સંયુકતાની દષ્ટિ દૂરદૂર ક્ષિતિજ સુધી લંબાઈ. ફક્ત એક ઘોડેસ્વારને શોધતી હતી – દુર્ધર્ષ અપરાજીત – પ્રચંડ–અશ્વારોહી !' પણ એનું શંકિત હૃદય બબડયું; 'એ આવશે ?'

# સંયુક્તાહરણ

સંયુક્તાના સ્વયંવરની રચના પાછળ, મહેમાનોની સરભરા પાછળ, મહાલયો પાછળ અને કનોજની અદ્વિતિય શોભા પાછળ જયચંદ્રે સુવર્ણમુદ્રાઓ વહાવી મૂકી. ભારતભરના રાજાઓ–ગંગથી સિંધુ સુધી અને હિમપ્રદેશથી–રામેશ્વરમ્ સુધીના નૃપો આ સ્વયંવરમાં ભાગ લેવા અને જયચંદ્ર રાઠોડની રૂપવતી, ગુણવતી કન્યાને મેળવવા આવ્યા હતા. સભામંડપને સુવર્ણકળશો અને રત્નજડિત સુખાસનોથી સજાવવામાં આવ્યો. કનોજમાં સુગંધી દ્રવ્યો અને અત્તરોની છોળો ઉડવા લાગી. ઠેરઠેર નૃત્યમંડપો ઊભા કરવામાં આવ્યા.

ઠેરઠેર વાર્તાવિનોદ, કાવ્યચર્ચા, નાટકો, પ્રહસનો થવા લાગ્યા. કનોજ સ્વર્ગની સ્પર્ધા કરતું ઝગમગી ઊઠ્યું. ભારતભરના કવિવરો, નૃત્યાચાર્યો, પુરાણિકો, કથાકારો, કનોજમાં ઉતરી આવ્યા. કોઈને પણ કશી અડચણ ન પડે એની સંપૂર્ણ કાળજી જયચંદ્ર રાખી.

એક કવિવરને નાતે ચંદને આ સ્વયંવરમાં ઉપસ્થિત રહેવાનું નિમંત્રણ મળ્યું હતું. એના સિવાય દિલ્હીમાં કોઈને નિમંત્રણ મળ્યું ન હતું.

'મહારાજ,' ચંદે કહ્યું; 'હું તો ખૂલ્લંખૂલ્લા જવા માગું છું.'

'સરસ.' કૈમાસ બોલ્યો; 'તો પછી આપણે આપણી યોજનામાં થોડો ફેરફાર કરીએ મહારાજ, તમે અને હું ચંદના સેવક બની અથવા એમના તાંબૂલવાહક બની ઠેઠ સ્વયંવર મંડપ સુધી પહોંચી જઇએ.'

'કૈમાસ!' ચંદ ચમકયો; 'આ જોખમ નથી શું?'

'છે.' કૈમાસ બોલી ઊઠયો; 'પણ જોખમ ઉઠાવ્યા સિવાય કોઈ મહાન કાર્ય પાર પાડી શકાતું નથી કવિરાજ.'

'પણ....!' ચંદ ગૂંચવાયો; 'પણ મહારાજની જાત પ્રગટ થઈ જશે તો? પૃથ્વીરાજ – દિલ્હીશ્વરને શું આપણે જોખમમાં મૂકી શકીએ?'

'જયચંદ્રની કન્યા સાથે મહારાજને વરવું છે.' કૈમાસ હસ્યો; 'જોખમ ઉઠાવવું જ રહ્યું.'

યોજના બની ગઈ. રાજકવિના ઠાઠમાઠથી ચંદ ચાલી નીકળ્યો. એની સાથે એક તાંબૂલદાસના વેશમાં પૃથ્વીરાજ પણ જોડાયો, કૈમાસ વળી કવિવરનો ધોબી બન્યો. પાંચ–પચ્ચીસ દાસદાસીઓ સાથે ચંદે કનોજમાં પગ મૂકયો. નગરના મહેમાન સ્વાગતાધ્યક્ષે એમનું સન્માન કર્યું, ઉતારો આપ્યો. બીજે દિવસે જયચંદ્રની સભામાં ચંદ

ઉપસ્થિત થયો. એણે રાજરીત પ્રમાણે કનોજ–નરેશને નજરાણું ધર્યું. જયચંદે ચંદને યોગ્ય શિરપાવ અને આસન આપ્યું.'

'કહો કવિરાજ, તમારો પિથલ શું કરે છે?'

અને તુર્ત જ ચંદે ભુજંગી છંદ વહેતો મૂક્યો.

जहां आसनं नूर हुट्टे सनाहं, जिने क्षत्रियं शं किए एक राहं,
पिने थानि दिक्पाल चच्चंर पिल्वंड चरे नृप छत्रं दुर्ता कनक दंडं.
जिने हेम पव्वंतने सव डाहे, जिने एक दिन अट्ट सुल्तान साहे,
परं जंपियो सच्च जो चंद चंडं सुनें थप्पियो जाय निहंन पंडं.
जिनं दक्षिनं देश आप्यो विचारे नंदे इनयों तुत्तं वंधे पेहारें,
जहां कनडा राक दुच्चान वेध्यो जिने संधि चालुक के चारलेध्यो.
जहां तीन दिनयुद्ध भिरिभूमिदंड, तहां तार्दि तिलंगन गोपाल कुंडं
जिने छंडियो वंधि इक गुंड जरा थेंहं लीथ गैरागरे अवहीरा.
जिने वंधि खुरसान किह मीर बंदा, सुनो राव राठोर विजेपाल नंदा
इंनं वंश छत्तीस आवे हकारे तहां इक चहुआन पृथुराज टारे.

'કઈ રીતે ઊભે ? ચૌહાણે તો રજપુત માત્ર સાથે વેર બાંધ્યું છે. કોઇ એને સહાય કરવા ધારે તો પણ શી રીતે કરે ? તમારા રાજાનો ગર્વ, અભિમાન, અને 'હુંકાર' એને ગળી જશે.' જયચંદ્રે કહ્યું.

'રજપુત રાજાઓ માંહોમાંહે લડતા રહેશે તો તમે કહો છો એમ જ થશે.' ચંદે વાતને વળાંક આપ્યો; 'જ્યારે જ્યારે વિદેશી આક્રમણ થાય ત્યારે તો રજપુતોએ સંપ સાધવો જ જોઈએ.'

'પૃથુ ઉધ્ધત છે, મિથ્યાભિમાની છે.' જયચંદ્ર બોલ્યો; 'તમે કહો છો એવો સુમેળ સંભવિત નથી.'

'સંભવિત છે, હું સંભવિત કરાવી આપું. તમે તૈયાર છો રાઠોડરાજ ?'

જયચંદ્રે કશો જ જવાબ ન દીધો.

સ્વયંવરનો દિવસ આવી પહોંચ્યો. સંયુક્તાની ચિંતાનો કોઈ પાર ન હતો. એણે કર્ણાટકીને પૂછ્યું; 'દેવી, એ આવશે ?'

કર્ણાટકીએ ચારે તરફ નજર ફેરવી રાજકુમારીના કાનમાં કહ્યું; 'એ આવી ગયેલ છે.'

'શું ? ક્યાં ! ક્યારે ?' ગભરાયેલી હરીણી જેવી સંયુક્તાની આંખો બની ગઈ.

'ચૂપ ! શાંત !' કર્ણાટકી બોલી; 'તમે ચિંતા ન કરો. એ હવે તમને લીધા સિવાય દિલ્હીમાં પગ નહિ મૂકે !'

જયચંદ્રે પૃથ્વીરાજનું અપમાન કરવા રાજસૂય યજ્ઞ

સમયે તૈયાર કરાવેલી પૃથ્વીરાજની પ્રતિમા સ્વયંવર મંડપને દ્વારે મૂકાવી. ચંદ સળગી ઊઠ્યો, એણે પોતાના તાંબૂલવાહક અને ધોબી તરફ જોયું; 'શાંતમ્ પાપમ્.'

તાંબૂલવાહક મલકચો, 'કવિરાજ, આપણે કવિતાને ચરિતાર્થ કરવાની છે.'

સેંકડો રાજાઓ મંડપમાં દાખલ થવા લાગ્યા. સભા અધિકારી એ દરેકને એમનાં આસન અને પંક્તિ બતાવતો હતો. સેંકડો નૃત્યાચાર્યો, સેંકડો ધનુર્ધરો, સેંકડો ગાંધર્વો, સંગીતજ્ઞો, જ્યોતિષાચાર્યો, કવિઓ, નૃત્યાંગનાઓથી સભામંડપ ખીચોખીચ ભરાઈ ગયો.

સંયુક્તાએ સોળે શણગાર સજ્યા, એની રૂપચ્છટા, એનું લાવણ્ય, એનો શૃંગાર એને એક ભૂવનમોહિની સ્વરૂપ બક્ષી રહ્યું હતું. એણે વિજયમાળા હાથમાં લીધી. સેંકડો દાસીઓ વિવિધ પાત્રોમાં સુગંધી દ્રવ્યો લઈ એની રાહ જોઇ રહી હતી. એક ઇતિહાસવેત્તા અને પથનિર્દેશિકા પાસે ગૂંચળું વાળેલો લાંબો વસ્ત્રલેખ હતો. એમાં સ્વયંવર મંડપમાં પધારેલા દરેક રાજાનું નામ, પ્રદેશ, રાજ્યવિસ્તાર, શૌર્યવિગત, વિદ્યાવિગત અને વંશાવલિ નોંધાયેલી હતી. આ યુવતી પાસે દરેક રાજાના સિંહાસનનો ક્રમ અને એ એ રાજાની તમામ માહિતી નોંધાયેલી હતી.

સંયુક્તાએ ડગલું ભરતાં પહેલાં નૃત્યાંગના કર્ણાટકી સામે જોયું. કર્ણાટકી માથું હલાવી એની પાસે આવી અને હસીને કહ્યું; 'જરાય ગભરાશો નહિ, જરાય થડકશો નહિ. તમારે

ફક્ત આ વિજયમાળા સભાખંડના દ્વારે મૂકેલી પૃથ્વીરાજની પ્રતિમાના ગળામાં નાખવાની છે, બસ, તમારે આટલું જ કરવાનું છે બાકીનું બધું જ ચૌહાણ અને એની સમર-વિજયી સમશેર સંભાળી લેશે.'

દુંદુભીનાદ ગાજ્યા, વિવિધ પ્રકારના મધુર વાજીંત્રો વાગી ઊઠયાં. સભામંડપ સાવધ થઈ ગયો અને સંયુક્તાએ રાજમહેલ તરફના દ્વારેથી સભામાં પ્રવેશ કર્યો.

રાઠોડોના રાજ્યપુરોહિત ઊઠયા, એણે ગંભીર અવાજે સભાને સંબોધી.

'સમસ્ત ભારતવર્ષના નૃપતિઓ, વીરવરો, પંડિતો, કવિજનો, શિલ્પાચાર્યો, નૃત્યાચાર્યો અને શ્રેષ્ઠીઓ. રાઠોડકૂલ શિરોમણી ચક્રવર્તી – સમ્રાટ કનોજનરેશ મહારાજાધિરાજ જયચંદ્ર તરફથી હું આપ સર્વેનું હાર્દીક સ્વાગત કરું છું.

સજ્જનો, શ્રીમાનો – આપ સહુને વિદીત છે કે કનોજનરેશ સંપૂર્ણ ભારતીય પરંપરાને વરેલા છે, એમની સરખામણી શોધવા માટે ઠેઠ ગુપ્તયુગ કે મહાભારતયુગમાં જવું પડે. એ સંપૂર્ણ આર્યપરંપરાના હિમાયતી છે. રાજકુમારી સંયોગિતા ઇચ્છાવર વરી શકે માટે જ એણે આ સ્વયંવરનું આયોજન કર્યું છે, જે મહાભારતીય કાળની પરંપરાનું પ્રતિક છે. મહારાજા – ચક્રચૂડામણી કાન્યકૂબ્જનરેશ જયચંદ્ર માને છે કે કોઈ પણ કન્યાને વર પસંદ કરવાનો જન્મજાત અધિકાર છે. પોતાની અત્યંત પ્રિય, લાડકી, ગુણવતી, રૂપવતી કન્યા સંયોગિતા ઇચ્છાવર

વરી શકે માટે આપ સહુને અહીં નિમંત્ર્યા છે.

શ્રીમાનો, કુમારી સંયોગિતાનો હું આપ સર્વેને પરિચય આપું.

ચક્રવર્તી, ભારતસમ્રાટ રાઠોડરાજ જયચંદ્રના એકના એક પુત્રી આ કુમારી સંયોગિતા છે. એના જન્મજાત ગ્રહો અને રાશિમંડળ કહે છે કે એ સામ્રાજ્ઞી બનવા જ સર્જાયા છે. કુમારી સંયોગિતાની ઉમ્મર અત્યારે અઢાર વરસની છે. એમણે રશશાસ્ત્ર, નૃત્યશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર, કામશાસ્ત્ર, સાહિત્ય, શિલ્પ અને ચિત્રકલાનો અભ્યાસ કર્યો છે. ભારતીય સાહિત્ય અને કલાથી કુમારી સંયુક્તા અભિષિક્ત છે. એમણે યથાસંભવ યુદ્ધશાસ્ત્ર અને શસ્ત્રાસ્ત્રનો અભ્યાસ પણ કરેલ છે.

કવિકૂલગુરુ કાલિદાસની કોઈ કાવ્યકંડિકા જેવી એની દેહયષ્ટિ છે, મહારાજ પરમારરાજ ભોજના શિલ્પી દેવધરની કોઈ શિલ્પકૃતિ જેવું એનું લાવણ્ય છે અને આ કનોજના સર્વોત્તમ અત્તર બકુલ જેવો એનો દેહપરિમલ છે. કુમારી સંયુક્તા પાસે આપ સર્વેની લાયકાત, શૌર્ય, વિદ્વત્તા, બુદ્ધિચાતુર્ય, કાર્યપ્રણાલી અને વંશપરિચય છે, મતલબ કે કુમારી આપ સર્વેથી પરિચિત છે. હવે એ પ્રત્યક્ષ બધું નિહાળશે અને પોતાનો ઇચ્છાવર પસંદ કરી જેના ગળામાં વિજયમાલા આરોપશે એને એ વરશે. હવે હું કુમારી સંયોગિતાને વિનંતી કરું છું કે એ આગળ આવે અને સમજી, વિચારી પોતાનો ઇચ્છાવર પસંદ કરે.'

સંયુકતા આગળ વધી. એના દેહપરિમલની સુગંધથી સ્વયંવર મંડપ મઘમઘી ઊઠયો. એ દેવાંગના જેવી દીસતી હતી. એનું લાવણ્ય કોઈ છલકતા સરોવર જેવું હતું, એનું રૂપ ઘનઘોર રાત્રે આકાશે ચમકતી સૌદામિની જેવું હતું.

એક પછી એક રાજાના સિંહાસન સામે જઈ એ ઉભવા લાગી. એની જોડે જ રહેલી એક વિદુષી એના કાનમાં ગણગણતી હતી અને પરિચય આપતી હતી. સંયુક્તા ખસી જતી અને ઝડપભેર આગળ વધ્યે જતી હતી.

એ હવે સભામંડપને છેડે પહોંચી ગઈ.

સારીય સભા સ્તબ્ધ થઈ ગઈ. જયચંદ્ર ચકિત થઈ ગયો. રાજાઓના ચહેરાઓ શ્યામ બની ગયા.

આંખ બંધ થયા પછી ખૂલે એટલી વારમાં સંયુક્તાએ વિજયમાળા પૃથુની પ્રતિમાના ગળામાં આરોપી દીધી.

પછી તો નિમિષમાત્રમાં અનેક ઘટનાઓ ઘટી ગઈ.

શિકાર ઉપર વાઘ કૂદે એમ ચંદનો તાંબૂલવાહક કૂદ્યો, એની પાછળ ચંદ અને પાંચેક સેવકો કૂદ્યા. એમની નગ્ન તલાવારોએ પૃથ્વીરાજ ફરતું અભેદ્ય ચક્ર રચી દીધું.

ક્ષણાર્ધમાં સભામંડપમાં એક અશ્વારોહી દાખલ થયો; એ કૂદી પડયો અને પૃથુએ અશ્વ ઉપર છલાંગ લગાવી સંયુકતાને ખેંચી લીધી;

'મદાંધ જયચંદ્ર.' મેઘની જેમ પૃથુ ગર્જ્યો; સંયુક્તાને હું દિલ્હીશ્વર પૃથુ ચૌહાણ હરણ કરીને લઈ જાઉં છું.

તારી તાકાત હોય તો આવ અને મને અટકાવ!'

ક્ષણાર્ધમાં અશ્વ અલોપ થઈ ગયો.

જયચંદ્ર સમજે, વિચારે એ પહેલાં તો સભામંડપમાં સેંકડો અશ્વો ધસી આવ્યા. ચંદ, કૈમાસ, કર્ણાટકી અને પૃથ્વીરાજ માટે અશ્વ લઈને આવેલ ચામુંડ વિદ્યુત ઝડપે અશ્વો ઉપર કૂદ્યા અને પૃથ્વીરાજની પાછળ ઘોડાઓને દોડાવી મૂકયા.

'એમને પકડો, જીવતો કે મૂવેલો એને પકડો!' જયચંદ્રે ત્રાડ નાખી.

હજારો રાઠોડ અશ્વારોહીઓ ધસમસ્યા.

જોતજોતામાં એમણે ચૌહાણોને આંબી લીધા. ચામુંડે અશ્વ થોભાવ્યો. કૈમાસે ગર્જના કરી; 'યુદ્ધ નથી આપવું, ભાગી છૂટવાનું છે.'

'અરે, એમ કંઈ ભાગી છૂટાતું હશે મોટાભાઈ!' ચામુંડ હસ્યો; 'આ રાઠોડો બિચારા કેટલા ઉત્સાહ, ધસી આવ્યા છે – રણુ લેવા માટે, તો શું આપણે એને નિરાશ કરવા? અને આ આપણો કવિ – આ ચંદ! જો આમ ભાગી છૂટશું તો આપણને એના કવિતમાં મણમણની ગાળો ઠપકારશે!'

ચામુંડે વિજળીની જેમ અસિ ઘુમાવી, આગળ વધી ચૂકેલા ચાર રાઠોડ યોદ્ધાઓનાં માથાં ધડથી અલગ થઈ ગયાં. દૂરથી ધૂળની ડમરી ઉડતી દેખાઈ. સો બસો નહિ. હજારો રાઠોડો ધસી આવતા દેખાયા.

'ચામુંડ, તું ચાલે છે કે પછી હું તારું જ માથું કાપું !' કૈમાસ ગર્જ્યો.

'અરે એમને આવવા દો, હજાર બે હજાર સુધી તો વાંધો નથી.'

ચંદે ચામુંડના અશ્વને ફટકાર્યો, ચામુંડનો અશ્વ બે પગે ઊભો થઈ હણહણ્યો અને પછી તીરવેગે ધસ્યો. એણે તુર્ત જ પૃથ્વીરાજ અને કર્ણાટકીના અશ્વોને આંબી લીધા.

'કર્ણાટકી, તું પુરુષવેશમાં ખૂબ જ સુંદર લાગે છે !' કૈમાસ હસ્યો.

'અરે રાજકુમારી સંયુક્તા ! તમે કેમ કશું બોલતા નથી, કે પછી મહારાજે તમને સખત ભીડ્યા છે ?' 'કર્ણાટકીનો અશ્વ પૃથુના અશ્વની સાથોસાથ ફાળ ભરી રહ્યો હતો.

પવનવેગી અશ્વો ઉપર આવતા રાઠોડ અશ્વારોહીઓએ હવે તીર વરસાવ્યા. ચામુંડ અને ચંદની પીઠમાં બબ્બે તીર ઘૂસી ગયા.

તીરને ખેંચી ચામુંડે દાંત કચકચાવ્યા.

એવામાં એણે સામેથી ધસી આવતું ચૌહાણદળ જોયું. એમની મોખરે કન્હ ચૌહાણ અને હાહુલીરાયને જોયા.

'મહારાજ પૃથ્વીરાજનો જય.' ચૌહાણોએ દૂરથી ગર્જના કરી.

'મહારાજ હવે તમે સિધાવો.' ચામુંડ બોલ્યો; 'રાઠોડોના તીર તમને કે સંયુક્તાદેવીને કે કર્ણાટકીને ઇજા

પહોંચાડે તો આ કર્યું કારવ્યું ધૂળ થઈ જાય. હવે કન્હ ચૌહાણ આવી ગયા છે. અમે રણ સંભાળીએ છીએ.'

'મહારાજ, ચામુંડ સાચું કહે છે તમે પૂરઝડપે ભાગો.' કૈમાસે કહ્યું.

એટલામાં તો કન્હ અને ઉછળતા પાંચ હજાર ચૌહાણો એમને વટાવી આગળ ધસ્યા અને સમુદ્રનું પ્રચંડ મોજું ખડક સાથે અથડાય એમ રાઠોડસેના સાથે અથડાયા.

એકસો મહાભયંકર, ખૂંખાર ચૌહાણોને પૃથ્વીરાજના અંગરક્ષણનો ભાર સોંપી કૈમાસે એમને રવાના કર્યા, અને ફર્યો.

તોફાની, ઝંઝાવાતી સાગર ગર્જે એમ રાઠોડો ગર્જી રહ્યા હતા.

કૈમાસ ચામુંડને વીરભદ્રની જેમ ધસી જતો જોયો, એના હાથમાં એની ભયંકર ગદા હતી, એ રાઠોડોનાં માથાં શ્રીફળની જેમ વધેરી નાખતો હતો. કૈમાસે ચંદને જોયો, એની અસિ સુદર્શન ચક્રની જેમ ફરતી હતી.

કૈમાસે કન્હ ચૌહાણને જોયા, કન્હનો અશ્વ તાંડવ ખેલતો હતો, એની તલવાર રક્તની છોળો ઉડાડતી હતી, કન્હ સિંહની જેમ ગર્જતા હતા. ચૌહાણો ભૂખ્યા વાઘની જેમ રાઠોડો ઉપર તૂટી પડ્યા હતા.

ખૂનખાર જંગ એક મહાભયાનક હુતાશનની જેમ સળગી ઊઠ્યો હતો અને હજારો યોધ્ધાઓ એમાં ઈંધણની જેમ ઓરાઇ રહ્યા હતા.

કૈમાસે ચૌહાણોનું શૌર્ય જોયું, રાઠોરો ઘાસની જેમ કપાઈ રહ્યા હતા, પણ આ લાંબુ નહિ ટકે એ વાત કૈમાસ સમજી ચૂક્યો હતો. રાઠોડોના નવા અને નવા દળો આષાઢી વાદળોની જેમ આવી રહ્યા હતા.

'પાંચ હજાર ચૌહાણો!' એ બબડ્યો; 'કેટલુંક ખેંચી શકશે? આ ચામુંડ અને કન્હ કેટલાકને સંહારશે? એમની શક્તિને પણ મર્યાદા તો ખરી કે નહિ? ના, આ યુદ્ધ બહુ સમય સુધી લંબાવી ન શકાય અને લંબાવાય તો એક પણ ચૌહાણ ન બચે. ચામુંડ ન બચે અને કન્હ પણ ન બચે.

આ યુદ્ધને સમય મર્યાદાથી બાંધવું જ જોઈએ.

પોતાની તલવાર ખેંચી કૈમાસ કન્હની પાસે પહોંચ્યો. સાવ ઘેરાઈ ચૂકેલા કન્હને એણે મુક્ત કર્યા. લોહીતરબોળ કન્હે કૈમાસને જોયો.

'હું આજે એક હજાર રાઠોડોના માથાં ભગવાન રુદ્રને સમર્પિત કરીશ, કૈમાસ!'

'મહારાજ, ચૌહાણકૂલ શિરોમણી, આપણે કપાઈ નથી મરવું! તમે કેટલાકને સંહારશો?' જયચંદ્રનું એક લાખનું તો અશ્વદળ છે! આપણે સમય પૂરતું જ યુધ્ધ આપવાનું છે. જ્યારે એમ લાગે કે હવે મહારાજ પૃથ્વીરાજ ભયની રેખા ઓળંગી ગયા છે કે તુર્તજ આપણે પણ નાસવાનું છે.'

'અરે.... અરે કૈમાસ! ચૌહાણો નાસતા હશે? તારો

વિચાર શું છે, ભારતભરમાં મારું નાક કપાઈ જાય ?'

'ચૌહાણરાજ,' કૈમાસે કહ્યું; 'તો શું આપણે મરવું છે? આ યુદ્ધ શું આપણે જીતી શકીએ એમ તમને લાગે છે? અસંભવ....અસંભવ!'

કન્હ ચૌહાણ વિચારમાં પડી ગયા. પછી એણે નિર્ણય લઈ લીધો અને માથું હલાવ્યું.

'ભલે, હું ચૌહાણોને પાછા હટવા કહું છું. તું ચામુંડને ખેંચી લે.'

સાવ કુદરતી રીતે પાછા હટતા હોય એમ ચૌહાણો પાછા હટવા લાગ્યા અને પછી નિમિષમાં જ અશ્વોને ફેરવી એમણે ભાગવા માંડયું. રાઠોડસેના ક્ષણભર તો ચકિત બની ગઇ. આ શું! આમ કેમ બન્યું! ખૂનખાર જંગ ખેલતા ચૌહાણો ભાગ્યા કેમ ?

સેનાપતિ સિંહે ગર્જના કરી.

'ધસો... ધસો....એમને પકડો અથવા પછાડો!'

ભાગતા ચૌહાણો પાછળ ઘોડાપૂર રાઠોડ દળ ઉછળ્યું. તીરોનો વરસાદ વરસ્યો. સેકંડો ચૌહાણો વિંધાઇ ગયા, એમના અશ્વો વિંધાઈ ગયા, એમના અશ્વો ઉપરથી મોં-ભેર ચૌહાણો ઉથલી પડવા લાગ્યા.

સેનાપતિ સિંહનો રાઠોડનો અશ્વ સૌથી આગળ હતો. એણે ચામુંડને લગભગ આંબી લીધો. ચામુંડે સિંહને લગોલગ જોયો. એક જ ઘાએ એને જનોઈવઢ કાપી નાખવા. એણે સમશેર ઉચકી.

કૈમાસે ચૌહાણોનું શૌર્ય જોયું, રાઠોરો ઘાસની જેમ કપાઈ રહ્યા હતા, પણ આ લાંબુ નહિ ટકે એ વાત કૈમાસ સમજી ચૂક્યો હતો. રાઠોડોના નવા અને નવા દળો આષાઢી વાદળોની જેમ આવી રહ્યા હતા.

'પાંચ હજાર ચૌહાણો!' એ બબડ્યો; 'કેટલુંક ખેંચી શકશે? આ ચામુંડ અને કન્હ કેટલાકને સંહારશે? એમની શક્તિને પણ મર્યાદા તો ખરી કે નહિ? ના, આ યુદ્ધ બહુ સમય સુધી લંબાવી ન શકાય અને લંબાવાય તો એક પણ ચૌહાણ ન બચે. ચામુંડ ન બચે અને કન્હ પણ ન બચે.

આ યુદ્ધને સમય મર્યાદાથી બાંધવું જ જોઈએ.

પોતાની તલવાર ખેંચી કૈમાસ કન્હની પાસે પહોંચ્યો. સાવ ઘેરાઈ ચૂકેલા કન્હને એણે મુક્ત કર્યો. લોહીતરબોળ કન્હે કૈમાસને જોયો.

'હું આજે એક હજાર રાઠોડોના માથાં ભગવાન રુદ્રને સમર્પિત કરીશ, કૈમાસ!'

'મહારાજ, ચૌહાણકૂલ શિરોમણી, આપણે કપાઇ નથી મરવું! તમે કેટલાકને સંહારશો?' જયચંદ્રનું એક લાખનું તો અશ્વદળ છે! આપણે સમય પૂરતું જ યુધ્ધ આપવાનું છે. જ્યારે એમ લાગે કે હવે મહારાજ પૃથ્વીરાજ ભયની રેખા ઓળંગી ગયા છે કે તુર્ત જ આપણે પણ નાસવાનું છે.'

'અરે.... અરે કૈમાસ! ચૌહાણો નાસતા હશે? તારો

આ સૂર્ય મધ્યાકાશે તપતો હતો ત્યારે જ એને કાળામેશ વાદળોએ ઘેરી લીધો.

ચંદનો રાસો ગમે તે કહે, જેમ્સ ટોડ ગમે તે લખે પણ ઇતિહાસના તથ્યોને તપાસતાં જણાઈ આવે છે કે દિલ્હીનો છેલ્લો સમ્રાટ ભલે કાયર ન હતો, પણ વિલાસી અને કામાંધ તો અવશ્ય હતો જ હતો. ઇતિહાસ કહે છે એ પ્રમાણે એક સમ્રાટને છાજે એવા ઉમદા લક્ષણો પૃથ્વીરાજમાં ઓછાં હતાં. ભારત ચક્રવર્તી એટલે જેનો રાજ્ય સીમા વિસ્તાર અમાપ–અફાટ હોય એવો અર્થ નથી થતો. સમ્રાટની વ્યાખ્યા રાજ્યના વિસ્તારમાં સમાઈ નથી જતી. શૌર્ય, ધૈર્ય, વિશાળ દૃષ્ટિ, વિનય, વિવેક, ધર્માચરણ, ઔદાર્ય, આત્મસંયમ, સર્વોચ્ચ ભાવનાઓ વગેરે ઘણાં ઘણાં માપદંડો છે ચક્રવર્તી પદ માટે અને એ બધાંથી માપતાં પૃથ્વીરાજ ચૌહાણ ઉણો ઉતરે છે.

સંયુક્તા દિલ્હીશ્વરી બન્યા પછી પૃથુ આ રૂપગર્વિતા નારીના રૂપસાગરમાં અને શરાબની પ્યાલીમાં ડૂબી ગયો એમ કહેવામાં જરાય અસત્ય નથી.

ઇતિહાસ જ્યારે કરવટ બદલે છે ત્યારે સામ્રાજ્યોના ભૂક્કા ઉડી જાય છે. પૃથુમાં દિર્ઘદૃષ્ટિ હોત તો એણે રજપુત રાજાઓને એક સૂત્રે બાંધ્યા હોત, જયચંદ્ર સાથે સતત સંઘર્ષ જારી રાખ્યો ન હોત. એણે પોતાના મહા વિચક્ષણ, ચતુર, દક્ષ, વીર અને કૌટિલ્ય નીતિના પુરસ્કર્તા મંત્રીશ્વર કૈમાસને હણ્યો ન હોત. ચંદે 'રાસો'માં

'રાઠોડ' ચામુંડ ગર્જ્યો; 'હટી જા, તારા મોઢામાં હજુ માનું દૂધ ફોરે છે.'

'ચામુંડ, તારા જેવો વીર આજે રણ છોડીને ભાગે ! ધિક્કાર છે તને ?' સિંહે પોતાનો ભાલો તોળ્યો.

'રહેવા દે રાઠોડ રહેવા દે !' ચામુંડે અસિ ઉચકી; 'મને ભાગી છૂટવાની રાજાજ્ઞા છે, નહિતર....!'

કાળની જિહ્વા જેવી અસિ ઉતરી અને સિંહ રાઠોડના અશ્વનું ગળું ઉડી ગયું.

'રાઠોડ, હવે મારી પાછળ આવવાનું સાહસ ન કરીશ.'

ઊંધે માથે પડેલા સિંહની માથે તલવાર તોળી ચામુંડ બરાડ્યો; 'ચામુંડને ભાગેડુ કહેનાર તું આજે બચી ગયો એ ચામુંડાની કૃપા સમજી લે.'

ચામુંડે અશ્વ દોડાવી મૂક્યો, એની પીઠમાં તીર ભોંકાવા લાગ્યા, એ કાળઝાળ બની ગયો, રણ છોડીને, પીઠ બતાવીને ભાગવું એને ગમતું ન હતું.

# ૧૧

# રાજા કાલસ્ય કારણમ્

સંયુક્તા હરણથી ચૌહાણોની કીર્તિ દિગંતમાં પ્રસરી ચૂકી. પૃથુનો સૂર્ય મધ્યાન્હે તપ્યો, પણ દુર્ભાગ્યે જ્યારે

આ સૂર્ય મધ્યાકાશે તપતો હતો ત્યારે જ એને કાળામેશ વાદળોએ ઘેરી લીધો.

ચંદનો રાસો ગમે તે કહે, જેમ્સ ટોડ ગમે તે લખે પણ ઇતિહાસના તથ્યોને તપાસતાં જણાઈ આવે છે કે દિલ્હીનો છેલ્લો સમ્રાટ ભલે કાયર ન હતો, પણ વિલાસી અને કામાંધ તો અવશ્ય હતો જ હતો. ઇતિહાસ કહે છે એ પ્રમાણે એક સમ્રાટને છાજે એવા ઉમદા લક્ષણો પૃથ્વીરાજમાં ઓછાં હતાં. ભારત ચક્રવર્તી એટલે જેનો રાજ્ય સીમા વિસ્તાર અમાપ–અફાટ હોય એવો અર્થ નથી થતો. સમ્રાટની વ્યાખ્યા રાજ્યના વિસ્તારમાં સમાઈ નથી જતી. શૌર્ય, ધૈર્ય, વિશાળ દૃષ્ટિ, વિનય, વિવેક, ધર્માચરણ, ઔદાર્ય, આત્મસંયમ, સર્વોચ્ચ ભાવનાઓ વગેરે ઘણાં ઘણાં માપદંડો છે ચક્રવર્તી પદ માટે અને એ બધાંથી માપતાં પૃથ્વીરાજ ચૌહાણ ઉણો ઉતરે છે.

સંયુક્તા દિલ્હીશ્વરી બન્યા પછી પૃથુ આ રૂપગર્વિતા નારીના રૂપસાગરમાં અને શરાબની પ્યાલીમાં ડૂબી ગયો એમ કહેવામાં જરાય અસત્ય નથી.

ઇતિહાસ જ્યારે કરવટ બદલે છે ત્યારે સામ્રાજ્યોના ભૂક્કા ઉડી જાય છે. પૃથુમાં દિર્ઘદષ્ટિ હોત તો એણે રજપુત રાજાઓને એક સૂત્રે બાંધ્યા હોત, જયચંદ્ર સાથે સતત સંઘર્ષ જારી રાખ્યો ન હોત. એણે પોતાના મહા વિચક્ષણ, ચતુર, દક્ષ, વીર અને કૌટિલ્ય નીતિના પુરસ્કર્તા મંત્રીશ્વર કૈમાસને હણ્યો ન હોત. ચંદે 'રાસો'માં

કૈમાસને હણવાના જે કારણો આપ્યા છે એ યથાર્થના ધરાતલ ઉપર તપાસતાં ફટકિયા મોતી જેવા સાબિત થાય છે.

કર્નલ જેમ્સ ટોડ વળી પોતાના રાજસ્થાનના ઇતિહાસમાં સાવ જુદું જ કહે છે. ટોડ લખે છે:

"....પછી દિલ્હીમાં એક શિલા ફાટી, તે એંશી હાથ લાંબી, પચ્ચીસ હાથ પહોળી અને દશ હાથ જાડી હતી. તેની નીચે ગુફા હતી. તેમાંથી રુદ્રાક્ષની માળા ધારણ કરી, હાથમાં ખડ્ગ લઈ 'શંભુ શંભુ' એવો ઉચ્ચાર કરતો વીરભદ્ર બહાર નીકળ્યો. પૃથ્વીરાજે આગળ વધીને આ ભયંકર મુખમુદ્રાવાળા પુરુષને પ્રણામ કર્યા. પણ એ પુરુષ એક શબ્દ પણ બોલ્યો નહિ, ત્યારે સદાશિવના ભક્ત રાણા સમરસિંહે આગળ વધીને એને પ્રણામ કર્યા અને ચંદે વિરભદ્રને કહ્યું; 'ભવિષ્યમાં શું શું થશે એ સંભળાવવાની કૃપા કરો.' ત્યારે વીરભદ્ર સર્વની સમક્ષ કહેવા લાગ્યો; 'મેં દક્ષપ્રજાપતિના યજ્ઞનો ભંગ કરી આપણા પિતા મહાદેવજીનો ક્રોધ શાંત કર્યો, ત્યાર પછી એમની આજ્ઞા મેળવીને નિશ્ચિંત બની અહીં વિશ્રાંતિ લેવા માટે આવ્યો છું. હું પ્રગાઢ નિદ્રામાં હતો, પણ તમારા કોલાહલથી મારી નિદ્રાનો ભંગ થઇ ગયો, હવે હું દુ:ખી છું. મહાદેવજીએ મને એવો વર આપ્યો હતો કે નિદ્રાનો ભંગ કરનારનો નાશ થશે. આથી હવે તમારો નાશ થશે. હવે મ્લેચ્છો પ્રબળ થઇને દિલ્હી જીતી

લેશે. પૃથ્વીરાજનો પરાજય થશે. આ વખતે રાણા સમરસિંહ ઘણા ઉપયોગમાં આવશે. ચામુંડરાય તથા રામગુરુ યુદ્ધમાં કપાઈ જશે. પૃથ્વીરાજ છ માસ પર્યંત બંદીવાન રહેશે અને દુઃખ પામશે. શાહબુદ્દીન ઘોરી પ્રબળ બની હિન્દુસ્તાનમાં ઉલ્કાપાત મચાવશે. એ હિન્દુસ્તાનના દેવાલયો તોડશે. આ રીતે એક વરસ પર્યંત ભારે અનર્થ રહેશે પછી હિન્દુસ્તાન ઉપર મોગલો આક્રમણ કરશે અને તેઓ પણ અત્યંત ઉપદ્રવ કરશે. તેઓ રાજાઓની કન્યાઓ સાથે વિવાહ કરશે. તે પછી દક્ષિણમાંથી કેટલાક શૂરવીરો એમનો પરાજય કરવાને બહાર આવશે. ત્યાર પછી ટોપીવાળાઓ હિન્દુસ્તાન ઉપર ચડી આવશે. તેમની રાણી હિન્દુસ્તાન ઉપર રાજ કરશે અને આવીને દિલ્હીના સિંહાસને આરુઢ થશે. તેના રાજ્યમાં પ્રજાને સર્વ પ્રકારે સુખ મળશે. તે ધર્માનુસાર રાજ્ય કરીને ન્યાયપૂર્વક પ્રજાનું રક્ષણ કરશે, પણ ભવિષ્યમાં એનું ન્યાયબંધન જ્યારે તૂટી જશે ત્યારે કાબૂલ તથા બલખના શાહો તથા એક ભટ્ટીરાજા એકત્ર થઈને દિલ્હી ઉપર અધિકાર સ્થાપશે. તેમનો અમલ દિલ્હીમાં છ વરસ રહેશે. તે પછી ઉદયપુરના સિસોદિયા ચક્રવર્તી રાજા થશે. તેઓ ૩૫ વરસ રાજ કરશે, ત્યાર પછી અજમેરનો પીર ઊઠશે. એ પછી તુંવાર અને તુંવાર પછી રાઠોડ રાજ કરશે અને ધર્મની સ્થાપના કરશે.'

વીરભદ્ર ત્યાર પછી પૃથ્વીરાજના પ્રશ્નોના ઉત્તર

આપે છે, વગેરે બાબતો કર્નલ જેમ્સ ટોડે વર્ણવી છે, પણ આમાં ટોડનો દોષ નથી, કારણકે ટોડે આ વર્ણન ચંદના 'રાસા' ઉપરથી જ લીધેલ છે–

જરા ચંદને જોઈએ–

"रंग राग वागन थद्दयं, घनघोर शोर प्रगद्दयं,
सुनी अलख वीर सजग्गयं, सिरपलट उचिम पग्गयं.
लम्बी असीं गज सुज्जग्यं, पच्चास चौडिय गज्जयं,
दश गज सुदल परमानयं, तिही गुफा खुली अमानयं.
रूद्राक्ष मुद्रा धारयं, मुख शंभु शंभु उचारयं,
कर खड्ग खप्पर राखयं, मुख शंभु शंभु भाखयं.
पृथिराज किन्ह प्रणामयं बोल्यो न वीर सतामयं,
तहां देव रावल समरसी, छंडयो न आसन रघुवंसी.
पूछंत चंद सुवातियं, कहो हानहार सुकत्थियं,
यह होनहार सो होयहे, दिल्ही न थिरता सोय हे.
पुनी मलेच्छ दलबल जोर हे, अर शहर दिल्हीय तोर हे,
पृथिराज युद्ध न जीत है, रणसमय रावल बीत हैं.
चामुंडराय गुरु रामही, कट परही भारत कामही,
पृथिराज बंधही पावहीं, खट मास विपति विहावही.
नृप शाह चंद्ररु तीनयं, रहे एक ढौर सुलीनयं,
गोरी सुदिल्ली आनयं पुनि वरत हिंदुसथानयं.
तिहि दुर्ग देवल भाजयं, अति अनरत्थ स साजयं,
बरते स बरसां दोयसे, तो पीछ चकता होईसे.
हिंदवान दंड भरावही, नृप घरघरही धिय व्यावहीं,
दख नाद सुंदल आवही, तिहि तख्त दिल्ली न पावही.
ता पीछे टोपी आवही, वहु इलाम कलम चलावही,
नारी सुराजा बज्जसी, हिंदु तुरक सब भज्जसी.

આ એક ભવિષ્યવાણી છે. પૃથ્વીરાજના છેલ્લા કૃત્યો જોતાં આ ભાવિની આગાહી કેટલી ચરિતાર્થ થઈ એ આપણે જોઈ શકીએ છીએ. પૃથુની બહેકી ગયેલી વૃત્તિ-ઓએ એની પાસે ભાન ભૂલાવ્યું હતું. સર્વનાશનું મૂળ હંમેશા 'કામ' રહ્યો છે.

આ કામવૃત્તિએ જ પૃથુનો વિનાશ નોતર્યો.

સંયુક્તાહરણ પછી જયચંદ્રે જ્યારે જાણી લીધું કે ચૌહાણો સાથે યુધ્ધ લેવામાં જોખમ છે અને એથી કરીને રાઠોડ અને ચૌહાણ બન્ને કૂળનું નિકંદન નીકળી જશે ત્યારે એણે વિચાર છોડી દીધો.

કોઈપણ ભોગે પૃથુ હવે જીવવો ન જોઇએ, દિલ્હીના તખ્ત ઉપર એ હોવો ન જોઈએ એવો સંકલ્પ એણે કરી લીધો. ચૌહાણો સદંતર ભૂંસાઇ જાય, અને કનોજને ઉની આંચ પણ ન આવે, આવી રાજનીતિ જયચંદ્રની પહેલેથી જ હતી. એણે પૃથ્વીરાજ સાથે સીધું ઘર્ષણ હંમેશા ટાળ્યું છે. અલબત્ત, પૃથ્વીરાજે એને પારાવાર નુકસાન કરેલ છે અને પરેશાન પણ કરેલ છે, પણ ચૌહાણોનું બળ એ જાણતો હતો, એથી જ પ્રિય પુત્રીનું હરણ થયું તોય એણે સીધું ઘર્ષણ ટાળ્યું.

જયચંદ્રે ચંદેલની સરહદે એક કિલ્લામાં, સાવ ગુપ્ત રીતે, મૃગયાના બહાને પૃથુના સેનાપતિ હાહુલીરાયને નિમંત્ર્યો. હાહુલીરાય આવ્યો. એક રાજાને અપાય એવું સન્માન જયચંદ્રે હાહુલીરાયને આપ્યું.

'હાહુલીરાય.' જયચંદ્રે ધીમેથી કહ્યું; 'કનોજપતિ તમે જે કંઈ ઇચ્છો એ આપવા તૈયાર છે. ગંગાનો દક્ષિણ પ્રદેશ રાઠોડ રાજ્યમાંથી અલગ પાડી હું તમને તામ્રપત્ર ઉપર લખી આપું.'

મહાશઠ હાહુલીરાય જયચંદ્રની વાત પામી ગયો.

'બદલામાં તમારે શું જોઈએ કનોજપતિ?'

'કૈમાસનું મોત, ચામુંડનું મોત, કન્હ ચૌહાણનું મોત!'

'આ ત્રણ તો ચૌહાણ રાજ્યના આધારસ્તંભો છે, હું એમ સમજું છું. તમે શું સમજો છો જયચંદ્રજી?' હાહુલીરાયે શરાબનો જામ હાથમાં લીધો.

'હું પણ એમ જ સમજું છું મિત્ર.'

'મને પણ કૈમાસ અને ચામુંડ ખટકે છે.' હાહુલીરાય બોલ્યો; 'પણ આપણે શું કરી શકીએ?'

'સાંભળો હાહુલીરાય.' જયચંદ્ર બોલ્યો; 'મારે ગોળગોળ વાત નથી કરવી, તમારી સાથે કોઈ શઠનીતિ નથી આચરવી. હું સીધો જ સવાલ કરું છું – તમે કામ કરી શકો છો?'

'કરી શકું.' હાહુલીરાય બોલ્યો; 'પણ મને પૂરું વળતર મળવું જોઈએ.'

'માગો....માગો....તમારે શું જોઈએ?' જયચંદ્ર બોલ્યો.

'મારે દિલ્હી નથી જોઈતું! એ તો તમારે જોઇએ છીએ કેમ?' એ હસ્યો; 'મારે ચંદેલ જોઈએ અને કનોજની દક્ષિણ સીમા.'

'હું તમને તામ્રપત્ર ઉપર લખી આપું.'

'ગંગાજળ લઈને શપથ લો!'

જયચંદ્રે શપથ લીધા, તુર્તજ તામ્રલેખ તૈયાર કરાવ્યો.

'બોલો, હજુય તમારે જોઈએ તે માગી લો.'

જયચંદ્રે કહ્યું; 'પણ મારે પરિણામ જોઈએ.'

'છ માસમાં તમને પરિણામ દેખાડું.'

'શપથ લેવા તૈયાર છો?'

અંજલિમાં ગંગાજળ લઈ હાહુલીરાયે શપથ ગ્રહણ કર્યા.

'જયચંદ્રજી, આ કામ પાર પાડવા માટે રોકડ નાણાંની જરૂર પડશે, મારે નાણું વેરવું પડશે!' હાહુલીરાયે કહ્યું.

'કેટલું જોઈએ?'

'એક લાખ સુવર્ણમુદ્રા.'

'બે લાખ! આજથી ચોથે દિવસે બે લાખ સુવર્ણમુદ્રા તમારા નિવાસસ્થાને આવી જશે.'

'તો હું વચન આપું છું કે પ્રથમ પરિણામ હું તમને એક સપ્તાહમાં બતાવીશ.'

બન્ને છૂટા પડ્યા.

હાહુલીરાય દિલ્હી પહોંચ્યો ત્યારે બે લાખ સુવર્ણમુદ્રા એને ઘેર પહોંચી ગઈ હતી. હાહુલીરાયે જોઈ લીધું કે ચામુંડ, કૈમાસ અને કન્હ ત્રણેય સ્વામીભક્ત છે, દેશભક્ત છે. એમને લલચાવવા એ અસંભવ છે.

એણે જોયું કે ત્રણેય સો ટચના સોના જેવા છે,

હિમાલય જેવા અડગ છે, અને ગંગા જેવા નિર્મળ છે. આથી એણે રાણી ઇચ્છનકુમારી અને પૃથ્વીરાજ સાથે સંબંધ વધારી મૂક્યા.

પૃથ્વીરાજ તો સંયુકતાના રૂપસિંધુમાં નદીમાં લાકડું તણાય એમ તણાઈ રહ્યો હતો, શરાબમાં તળિયા સુધી ડૂબી ગયો હતો.

એક દિવસ હાહુલીરાયે ધીમેથી કહ્યું; 'મહારાજ, અપરાધ થાય તો ક્ષમા કરજો, પણ કૈમાસ રાજનર્તકીને આંગણે પડયોપાથર્યો રહે છે.'

'અશક્ય....અસત્ય!'

'ઇચ્છનબાને પૂછી જુઓ!'

'પૃથ્વીરાજે ઇચ્છન સામે જોયું. રૂપસુંદરીએ માથું હલાવ્યું અને હસી; 'એ મહામંત્રી છે અને પેલી રાજ-નર્તિકા છે, ભલેને ઇશ્કબાજી ખેલતા મહારાજ.'

'ઇચ્છન, તું શું સાચું કહે છે?' પૃથુનો નશો ઉતરી ગયો.

'પણ એમાં અસામાન્ય શું છે મહારાજ! ઇચ્છને કહ્યું; 'એમાં નવાઇ પામવા જેવું શું છે?'

'ના, કર્ણાટકી રાજનર્તિકા છે, એનો ઉપભોગ રાજા સિવાય કોઈ ન કરી શકે.' પૃથુ બોલ્યો.

'મહારાજ, કૈમાસનું વર્તન મને તો અયોગ્ય લાગે છે.'

પૃથ્વીરાજ કશું ન બોલ્યો.

ત્રીજે દિવસે કૈમાસની હત્યા થઈ ગઈ. દિલ્હીમાં

હાહાકાર ફેલાઈ ગયો.

કવિ ચંદને માટે આ સમાચાર વજ્રાઘાત સમાન હતા.

'હત્યા ! કૈમાસની હત્યા !' એ દોડયો અને કૈમાસને નિવાસસ્થાને આવ્યો.

'સજ્જનદેવી !' ચંદે કૈમાસની પત્નીને પૂછ્યું; 'શું બન્યું સાચું કહો !'

'તમે જોઈ શકો છો કવિ !'

'પણ...પણ....આ કાળું કામ કર્યું કોણે ? હું એને પાતાળમાંથી શોધીને પણ ઝાટકે દઈશ.' ચંદ ક્રોધથી ધ્રૂજતો હતો.

'કોને ઝાટકે દેશો ! તમારા રાજાને ? પૃથ્વીરાજને ?'

ચંદ બે ડગલાં પાછળ હટી ગયો. એને પૃથ્વી ચક્કર ચક્કર ફરતી લાગી, એણે દીવાલનો ટેકો લીધો.

'શું આ સત્ય છે ?'

'સૂર્ય ઊગે એટલું સત્ય !' સજ્જનદેવીએ કહ્યું, 'ચાર હત્યારા સાથે એ આવ્યો, મંત્રીશ્વરને પડકાર્યો. તમારા મંત્રીએ સમશેર ઉચકી હોત તો એ પાંચેય કપાઈ જાત, પણ એણે એમ ન કર્યું. એણે પોતાની ગરદન ધરી દીધી.'

ચંદ ક્રોધથી પાગલ બની ગયો. એણે કૈમાસનું શબ ઉપાડયું. ખાંધે નાખ્યું અને સંયુક્તાના મહેલે પહોંચ્યો.

'પૃથુ ....પિથલ.... દિલ્હીશ્વર ! બહાર આવ, અને જવાબ આપ કે મંત્રીશ્વર કૈમાસની હત્યા કોણે કરી છે ?'

પૃથ્વીરાજે કહ્યું, 'એ કૂતરાને ભસવા દો !'

ચંદ ક્રોધથી ધ્રૂજતો હતો. એના ખભા ઉપર કૈમાસની લાશ હતી. હજારો લોકો રાજમહાલયના પ્રાંગણમાં એકઠા થયા.

'રાજા....ન્યાય આપ....ન્યાય આપ ચૌહાણ !' -ચંદ સિંહની જેમ ત્રાડયો.

'આ શું !' સંયુક્તા બોલી ઊઠી, 'ચંદે તો સારાય દિલ્હીને અહીં એકઠું કર્યું છે?'

પૃથ્વીરાજે હજારો લોકોને જોયા, એણે દાંત કચકચાવ્યા. સમશેર લઇ એ નીચે આવ્યો; 'ભાગી જા ચંદ ! પૃથુની તલવાર તારા મસ્તકે પડે એ પહેલાં ભાગી જા.'

'પૃથુની તલવાર !' ચંદે ગર્જના કરી; 'આ મંત્રીશ્વરની હત્યા કરનાર પૃથુની તલવાર ! એ તલવાર હવે તલવાર નથી, જરા જોઈ જો, જરા તપાસી જો, મા ચામુંડાએ એ તલવારની ધારને બુઠ્ઠી બનાવી દીધી છે.'

પૃથ્વીરાજ ચંદનું વાકય સાંભળી ચમકયો. એણે પોતાની અસિ જોઇ, તપાસી. એ ચકિત બની ગયો. તલવારને ધાર જ ન હતી !

'પિથલ, સર્વનાશ હવે દિલ્હીના દરવાજા ખટખટાવે છે! તારું પુણ્ય પરવારી ચૂકયું છે રાજા.' ભવિષ્ય ભાખતો હોય એમ ચંદ બોલ્યો; 'આની હત્યા ! આ મંત્રીશ્વર કૈમાસની હત્યા ! તેં જ તારો આધારસ્તંભ તોડ્યો ! જવાબ આપ પિથલ, ચાલો, ન્યાયના સિંહાસને ચાલો અને ન્યાય આપો ! આ હત્યાનો ન્યાય તોળો !'

'તું અહીંથી ચાલ્યો જા ચંદ !'

'હું તો જવાનો જ છું, અને હવે તારું કાળું મોઢું હું કદિય નહિ જોઉં, પણ રાજા તને ચેતવું છું, તારી મરણમૂડી તું બાંધી લે, તારું ખાપણ તું તૈયાર રાખ.'

'ચંદ....કૂતરા....તારી આ હિંમત !' પૃથુ ધસ્યો.

'રહેવા દે....રહેવા દે પૃથુ, તારું મોઢું ગંધાય છે. વિષયાંધ, હવસી, કામી, નરાધમ તને ખબર નથી કે તેં શું કર્યું છે ?' ઘનઘોર આકાશમાં વિજળીના કડાકા થાય એમ ચંદના વાક્યો ત્રાટકતા હતા.

'શરાબી, દુષ્ટ તું ધર્મ ચૂક્યો છે, તારો સર્વનાશ સાવ નજીક છે, તેં તારા જ પગ ઉપર કુહાડો માર્યો છે ! તું મને કૂતરો કહે છે ? પણ તું કોણ છે ? જરા દર્પણમાં જોઈ જો હત્યારા....ગોઝારા ! આ દિલ્હી ઉપર હવે ગીધ ચક્રાવા લેશે, ચૌહાણોનું સ્મશાન દિલ્હીના ચોકમાં ખડકાશે !'

કૈમાસની પત્ની સજ્જનદેવી આગળ ધસી આવી. એણે પોતાના હાથમાં રહેલો પથ્થર ઉચક્યો અને પોતાના જ માથામાં પછાડ્યો.

લોહીની ધધકતી ધાર છૂટી.

સજ્જને ખોબો વાળ્યો, એમાં રુધિર ભર્યું, એનું અંગેઅંગ ધ્રૂજતું હતું. રોમે રોમમાં સતીત્વ ઉછળ્યું.

'પિથલ !' પોતાના લોહીથી એણે રાજાને ભીંજવી દીધો; 'તારું નિકંદન નીકળી જશે, તારા વંશમાંનું ગર્ભસ્થ શિશુ પણ નહિ બચે, તારી રાજરાણીઓ કાબુલની

બજારમાં વેચાશે !'

'ત્રાહિમામ્...ત્રાહિમામ્ !' હજારો લોકો બોલી ઊઠ્યા.

'સતી માતાનો જય.'

'સતી સજ્જનદેવીનો જય.'

'કવિવર ચંદ બરદાયીનો જય.'

કૈમાસના શબને ખભે રાખી ચંદે પીઠ ફેરવી, એની પાછળ સજ્જનદેવી અને બેસૂમાર માનવ મેદની ચાલી નીકળી. યમુનાને કાંઠે ચિતા ઉપર ચંદે કૈમાસના શબને ગોઠવ્યું અને આગ મૂકી. અગ્નિ ભભૂકી ઊઠ્યો. સજ્જનદેવીએ કહ્યું; 'કવિવર, તમે હવે દિલ્હી છોડી દેજો, મા ચામુંડની આ આજ્ઞા છે. દિલ્હી હવે ભસ્માવશેષ બની જશે.'

અને સતી પતિની ચિતામાં કૂદી પડી.

દિલ્હી સામે, ઘર સામે કે કુટુંબ સામે નજર માંડ્યા સિવાય ચંદે દિલ્હી છોડી દીધું. થાણેશ્વર પાસે ચામુંડાના મંદિરમાં જઈ એણે અંદરથી કમાડ બંધ કરી દીધા.

મોટાભાઈની હત્યાના સમાચારે ચામુંડને વિચલીત કરી મૂક્યો, પણ એ સ્વામીભક્ત હતો, દેશભક્ત હતો, એ પૃથુનો મિત્ર હતો અને અનન્ય સેવક, પણ છતાંય રાજાના ગોઝારા કૃત્યથી એનું મન ખાટું થઇ ગયું.

ત્યાં જ એને પોતાની બહેન અને પૃથ્વીરાજની રાણી પદ્માનો સંદેશો મળ્યો. એક વિશ્વાસુ દાસીએ એને કહ્યું; 'બહેન મળવા માગે છે, તાત્કાલિક મળી જાઓ !'

'શું બન્યું છે?' ચામુંડ ચમક્યો.

'બન્યું નથી સેનાપતીજી, પણ ન બનવાનું બની જાય એમ છે.'

ચામુંડ તુર્તજ બહેન પદ્માના મહેલે આવી ઊભો.

'ભાઇ પદ્માની આંખો ફુલેલી હતી, એનો ચહેરો આંસુથી ખરડાઈ ગયો હતો: 'ભાઈ, તમે મારા દીકરાને સંભાળી લો, તમે રણસિંહને લઈ જાઓ, તમારી સાથે જ રાખો, એને નજરથી અળગો ન કરશો ભાઈ!'

'વાત શું છે પદ્મા!'

'ઇચ્છન! એ સગર્ભા બની છે!'

'તો? તો શું?'

'રણસિંહની હત્યા કરવા માટે એણે મારાઓ તૈયાર કર્યા છે. એક કાપાલિક પાસે રણસિંહના મોત માટે યજ્ઞ શરૂ કરાવ્યો છે!' પદ્મા ધ્રૂસકે ચડી; 'ભાઈ....ભાઇ.... ચૌહાણનો કૂળદીપક....દિલ્હીનો વારસ....મારો લાડલો રણસિંહ! એની ઉપર મોત ઝળુંબે છે!'

ચામુંડ અવાક્ બની ગયો. આ પરમ સ્વામીભક્ત પુરુષને પણ હવે સમજાઈ ગયું કે ચૌહાણોના દહાડા હવે પૂરા થઈ ચૂક્યા છે, દિલ્હીનું પતન હવે ફક્ત સમયનો સવાલ છે, પૃથ્વીનો રણવાસ સડી ચૂક્યો છે.

'રણસિંહ ક્યાં છે?'

એક દાસી નાનકડા કિશોરને લઈ આવી.

ચામુંડે ભાણેજને ઉચકી લીધો; 'રણસિંહ, તું

ગભરાતો નથીને ?'

'હું ! હું શા માટે ગભરાઉં ! હું તો ચૌહાણ છું ! ચામુંડરાય જેવા ભારત ભીમ મારા મામા છે, હું શા માટે ડરું ?'

'રંગ છે તને ભાણિયા.' ચામુંડે એને નીચે મૂકયો; 'પદ્મા, જ્યાં સુધી ચામુંડના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી રણસિંહનો વાળ પણ વાંકો નહિ થાય. એ હવે એક ક્ષણ પણ મારાથી અળગો નહિ રહે. તું ચિંતા છોડી દે, તારા રણસિંહની રક્ષા માટે હું ખૂનની નદીઓ વહાવી દઈશ.'

ચામુંડે રણસિંહના રક્ષણની જવાબદારી બરાબર નીભાવી. એણે પોતાના પ્રચંડ અને વિશ્વાસુ, પચાસ દહિમા યોધ્ધાઓને કહ્યું; 'એક ક્ષણ પણ રણસિંહને આંખથી અળગો ન કરશો. રાત અને દિવસ એની ઉપર સતત નજર રહેવી જોઇએ. ગફલત નહિ, સમજ્યા તમે !'

'ચિંતા ન કરો પ્રભુ.'

ઇચ્છન અને હાહુલીરાયે જોઈ લીધું કે ચામુંડના અભેદ્ય કવચ જેવી સુરક્ષામાંથી રણસિંહને ખેંચી કાઢવો એ સિંહના દાંત તોડી નાખવા બરાબર છે.

'પેલા કાપાલિકે શું કર્યું મહારાણીમા ?' હાહુલીરાયે પૂછ્યું.

'ચામુંડનું નામ સાંભળી એ ભાગી છૂટયો !' ઇચ્છન બોલી ઊઠી; 'આપણે નિષ્ફળ ગયા, ખેર હવે હું

કોઈ નવા તાંત્રિકને સાધી લઈશ.'

પણ હાહુલીરાયને મંત્ર-તંત્ર કે મારણ ઉપર વિશ્વાસ ન હતો. એ તત્કાલિન પરિસ્થિતિમાંથી જ માર્ગ શોધવા માગતો હતો.

'ઇચ્છનબા, જે રીતે કૈમાસ ગયો એ જ રીતે ચામુંડને આપણે કાઢી શકીએ.'

'એક ને એક રીત અજમાવવી વ્યાજબી નથી. કૈમાસ કૈમાસ હતો. આ તો ચામુંડ છે, નર્યો વજ્રનો!'

'એ જ રીત અજમાવવાનું હું નથી કહેતો.' હાહુલીરાય બોલી ઊઠયો; 'આપણે મહારાજને કહેવાનું છે કે ચામુંડ રણસિંહને દિલ્હીના સિંહાસન ઉપર લાવવાની યોજનામાં લાગી ગયો છે.'

'હાહુલીરાય, તમારી બુધ્ધિ ભારે તિક્ષ્ણ છે!' ઇચ્છન હસી પડી.

'મહારાણીબા, તમે પૃથુના કાનમાં સતત આ વાત રેડયા કરો, એમને ખાત્રી કરાવી આપો કે તમે સાચા છો. ચામુંડ રણસિંહને દિલ્હીશ્વર બનાવવા માગે છે એ જો મહારાજને ગળે ઉતરી જાય તો ચામુંડના હાલ પણ કૈમાસ જેવા જ થાય.'

'પણ ચામુંડની સ્વામીભક્તિ જગજાહેર છે. એના અંતરે આ વાત ઉતારવી મુશ્કેલ છે.'

'પ્રયત્ન કરીએ તો મુશ્કેલ કશું નથી. ' હાહુલી બોલ્યો; 'પૃથુનું માનસ હવે પહેલાં જેવું નથી. એ

ગભરાતો નથીને ?'

'હું ! હું શા માટે ગભરાઉં ! હું તો ચૌહાણ છું ! ચામુંડરાય જેવા ભારત ભીમ મારા મામા છે, હું શા માટે ડરું ?'

'રંગ છે તને ભાણિયા.' ચામુંડે એને નીચે મૂકયો; 'પદ્મા, જ્યાં સુધી ચામુંડના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી રણસિંહનો વાળ પણ વાંકો નહિ થાય. એ હવે એક ક્ષણ પણ મારાથી અળગો નહિ રહે. તું ચિંતા છોડી દે, તારા રણસિંહની રક્ષા માટે હું ખૂનની નદીઓ વહાવી દઈશ.'

ચામુંડે રણસિંહના રક્ષણની જવાબદારી બરાબર નીભાવી. એણે પોતાના પ્રચંડ અને વિશ્વાસુ, પચાસ દહિમા યોધ્ધાઓને કહ્યું; 'એક ક્ષણ પણ રણસિંહને આંખથી અળગો ન કરશો. રાત અને દિવસ એની ઉપર સતત નજર રહેવી જોઇએ. ગફલત નહિ, સમજ્યા તમે !'

'ચિંતા ન કરો પ્રભુ.'

ઈચ્છન અને હાહુલીરાયે જોઈ લીધું કે ચામુંડના અભેદ્ય કવચ જેવી સુરક્ષામાંથી રણસિંહને ખેંચી કાઢવો એ સિંહના દાંત તોડી નાખવા બરાબર છે.

'પેલા કાપાલિકે શું કર્યું મહારાણીબા ?' હાહુલી-રાયે પૂછ્યું.

'ચામુંડનું નામ સાંભળી એ ભાગી છૂટયો !' ઇચ્છન બોલી ઊઠી; 'આપણે નિષ્ફળ ગયા, ખેર હવે હું

માટે રણસિંહની હત્યા કરાવવા તત્પર થઇ છે. વાત પણ સાચી હતી. ઇચ્છનને ખુદને પણ ખબર ન હતી કે પોતાના સ્વાર્થ ખાતર સારુંય હિન્દુસ્તાન વેચાઈ જાય, ચૌહાણોનું નિકંદન નીકળી જાય અને એક ઝંઝાવતી સર્વનાશ ફરી વળે એવી ભયાનક, ભિષણ યોજનાનો પોતે હાથો બની રહી છે.

કનોજમાં બેઠેલ જયચંદ્ર હાહુલીરાય ઉપર સતત નજર રાખી રહ્યો હતો. હાહુલીના કાર્યથી એ પ્રસન્ન થઈ ચૂક્યો હતો. એને પસ્તાવો પણ થતો હતો કે શા માટે એણે પ્રથમથી જ હાહુલીનો સંપર્ક ન સાધ્યો ?

કૈમાસની હત્યા પછી અને ચંદ અદૃશ્ય બની ગયા પછી, દિલ્હીના શ્રેષ્ઠીઓ ઝપાટાબંધ નગર છોડવા લાગ્યા હતા, આવી રહેલા સર્વનાશના ઓળાઓને તેઓ જોઇ શક્યા હતા. શ્રેષ્ઠીઓની આ સમૂહ હિજરતથી દિલ્હીનું વાણિજ્ય પડી ભાંગ્યું. શ્રેષ્ઠીઓને પગલે પગલે કલાકારો પણ દિલ્હી છોડવા લાગ્યા. નાગરિકોના મનમાં ભય પેસી ગયો કે દિલ્હીનું પતન હવે નિશ્ચિત છે. આ દરમિયાન જયચંદ્રે એના ગુપ્તચરોને જુદેજુદે વેશે દિલ્હી મોકલી અફવાઓનો એક ગુબ્બારો ચગાવી દીધો.

એવામાં એક દિવસ પૃથ્વીરાજનો હાથી મત્ત બન્યો. પહાડ જેવા આ તોતિંગ ઐરાવતે ઉન્માદી બનતાં જ પોતાના મહાવતને કચડી નાખ્યો, હસ્તીશાળાના દરવાજાને તોડી એ દિલ્હીની બજારમાં દોડ્યો. ચારે તરફ હાહાકાર મચી

અસ્થિર બની ચૂકયા છે. શરાબ અને સંયુક્તાએ હવે એના માનસને ખળભળાવી મૂકયું છે. હવે એ દિવસો ગયા. દિવસો નવા આવી રહ્યા છે.'

'મને પ્રયત્ન કરવામાં કંઈ વાંધો નથી.'

'તમે પ્રયત્ન કરો....સતત પ્રયત્ન કરો.' હાહુલીરાય ઊભો થયો; 'હું પણ કોઈ નવી યોજના વિચારું છું.'

'મને ચામુંડની ચિંતા નથી હાહુલીરાય.' ઇચ્છન બોલી ઊઠી; 'ચિંતા રણસિંહની છે.'

દરવાજે પહોંચેલો હાહુલીરાય ખડખડાટ હસ્યો.

'ઇચ્છનમા, રણસિંહ શું છે! એ તો મચ્છર છે, એને મસળી નાખવો એ તો રમત વાત છે, પણ એની પાછળ ચામુંડ ઊભો છે. જ્યાં સુધી ચામુંડ છે, ચામુંડના હાથમાં એની સમરવિજયી સમશેર છે, ત્યાં સુધી રણસિંહનો વાળ પણ વાંકો કોઈ કરી શકે એ અસંભવ, ચિંતા ચામુંડની છે, રણસિંહની નહિ.'

ચામુંડ તલવારી યોદ્ધો હતો, એ શઠ ન હતો, ગંદી રમત એને ગમતી નહિ એને કારણે ગંદી રમત રમનારને પણ એ ઓળખી શકતો નહિ. ચામુંડે જાસૂસો દ્વારા જો તપાસ કરાવી હોત તો એને તુર્ત જ સમજાય જાત કે કાવત્રા પાછળ મુખ્ય ભેજું ઇચ્છનનું નહિ પણ હાહુલીરાયનું છે, અને હાહુલીરાય પાછળ જયચંદ્ર રાઠોડ છે.

ચામુંડની ફક્ત એક જ માન્યતા હતી કે સગર્ભા બનેલી ઇચ્છન હવે યુવરાજપદે પોતાના બાળકને લાવવા

'કશી ખબર નથી પ્રભુ, પણ....અને જુઓ જુઓ એ આવી પહોંચ્યો!'

ચામુંડ પાસે પાછા વળી જવાની તક હતી, પણ આગળ વધી ચૂકેલા રણસિંહ પાસે હવે પાછા ફરવાનો સમય ન હતો. હાથીએ ભયંકર ચિંઘાડ નાખી અને રણસિંહને પકડી લેવા સૂંઢ લંબાવી.

એક પલકારામાં ચામુંડનો અશ્વ કૂદ્યો, હાથીની લંબાયેલી સૂંઢ યુવરાજને સ્પર્શે એ પહેલાં જ ચામુંડની અસિએ સૂંઢને કાપી નાખી. હાથીએ દર્દનાક ગર્જના કરી અને પાછો હટ્યો, પણ ચામુંડે તુર્ત જ પોતાના ભાલાનો ભયંકર ઘા કરી એનું ગંડસ્થલ ભેદી નાખ્યું.

પહાડ જેવડો હાથી ધરાશાયી થયો.

પૃથ્વીરાજ પાસે આ વાત હાહુલીરાયે સાવ વિકૃત રીતે રજૂ કરી. 'પ્રભુ, ચામુંડને રણસિંહને દિલ્હીપતિ બનાવવો હોય તો ભલે બનાવે, પણ આપના રાજગજને હણી નાખવાની શી જરૂર હતી. આ તો ભયંકર અપશુકન છે મહારાજ.'

'હાહુલીરાય.' નશામાં ડોલતો પૃથુ બોલ્યો; 'ઇચ્છન મને ઘણી વખત કહે છે કે ચામુંડ રણસિંહને દિલ્હીના સિંહાસને બેસાડવા મારી વિરુદ્ધ ષડયંત્ર રચી રહ્યો છે. આ વાત શું સાચી છે?'

ગયો. ભરબજારમાં હાથીએ લોકોને સૂંઢમાં પકડી આકાશમાં ઉછાળવા માંડ્યા. હાથીને પકડી લેવા ચૌહાણ સૈનિકોની એક ટૂકડી ધસી આવી, પણ ઐરાવતનું મહાભયાનક રૂપ જોતાં જ એમના હાંજા ગગડી ગયા.

કૈમાસના અવસાન પછી અને સજ્જનદેવીના શાપથી લોકો થથરતા હતા એવામાં આ હાથીને સાક્ષાત કાળ જેવો ફરતો જોઈ લોકો હોશ ગુમાવી બેઠા. એ જ વખતે સેનાપતિ ચામુંડરાય પોતાના ભાણેજને અશ્વવિદ્યા શીખવી પાછા ફરી રહ્યા હતા. ચામુંડના અશ્વની સાથે જ કિશોર રણસિંહનો અશ્વ ચાલી રહ્યો હતો.

'મામા, કહો જોઈએ તમારી પરીક્ષામાં હું ઉત્તિર્ણ થયો કે નહિ?'

'ચોક્કસ રણસિંહ.' ચામુંડે કહ્યું, 'આવતી કાલથી હવે હું તને ધનુર્વિદ્યા શીખવીશ.'

'પણ મામા, મારે મોટો, અસ્સલ અરબી અશ્વ જોઈએ છે, તમારા જેવો.'

'કાલથી મારો અશ્વ તું વાપરજે બસ.'

ત્યાં જ એમને કાને લોકોની ગર્જનાઓ પડી અને દોડતા ચૌહાણ સૈનિકો પડ્યા. ચામુંડ સાવચેત બની ગયો.

'પ્રભુ....પ્રભુ....સેનાપતિજી, પાછા વળો....મહારાજનો ગજ ઉન્મત્ત બન્યો છે એ સામેથી ધસ્યો આવે છે?' એક દોડતા સૈનિકે ચામુંડને અટકાવ્યો.

'ગજરાજ મત્ત બન્યો? કોણે એને મત્ત બનાવ્યો?'

'કશી ખબર નથી પ્રભુ, પણ....અને જુઓ જુઓ એ આવી પહોંચ્યો!'

ચામુંડ પાસે પાછા વળી જવાની તક હતી, પણ આગળ વધી ચૂકેલા રણસિંહ પાસે હવે પાછા ફરવાનો સમય ન હતો. હાથીએ ભયંકર ચિંઘાડ નાખી અને રણસિંહને પકડી લેવા સૂંઢ લંબાવી.

એક પલકારામાં ચામુંડનો અશ્વ કૂદ્યો, હાથીની લંબાયેલી સૂંઢ યુવરાજને સ્પર્શે એ પહેલાં જ ચામુંડની અસિએ સૂંઢને કાપી નાખી. હાથીએ દર્દનાક ગર્જના કરી અને પાછો હટ્યો, પણ ચામુંડે તુર્તજ પોતાના ભાલાનો ભયંકર ઘા કરી એનું ગંડસ્થલ ભેદી નાખ્યું.

પહાડ જેવડો હાથી ધરાશાયી થયો.

પૃથ્વીરાજ પાસે આ વાત હાહુલીરાયે સાવ વિકૃત રીતે રજૂ કરી. 'પ્રભુ, ચામુંડને રણસિંહને દિલ્હીપતિ બનાવવો હોય તો ભલે બનાવે, પણ આપના રાજગજને હણી નાખવાની શી જરૂર હતી. આ તો ભયંકર અપશુકન છે મહારાજ.'

'હાહુલીરાય.' નશામાં ડોલતો પૃથુ બોલ્યો; 'ઇચ્છન મને ઘણી વખત કહે છે કે ચામુંડ રણસિંહને દિલ્હીના સિંહાસને બેસાડવા મારી વિરુદ્ધ ષડયંત્ર રચી રહ્યો છે. આ વાત શું સાચી છે?'

'એ વાત તો સારુંય દિલ્હી જાણે છે પ્રભુ.'

'શું કહ્યું?'

'ચામુંડ રણસિંહને દિલ્હીની ગાદી અપાવે તો કંઈ અજુગતું નથી મહારાજ.' હાહુલી બોલ્યો; 'રણસિંહ યુવરાજ છે, પણ ચામુંડ તો તમને પદભ્રષ્ટ કરવાની પેરવી કરે છે. રણસિંહ યુવરાજ છે, પણ રાજા નથી. આપ હયાત છો ત્યાં સુધી રણસિંહ યુવરાજપદ ઉપર જ શોભે, પણ ચામુંડે તો એવી વાત ચલાવી છે કે પૃથુ રાજ્ય ચલાવવા માટે સાવ નપાવટ છે!'

'ઇચ્છિને આ બધી વાત મને કરી છે, પણ મને એમાં દમ નથી લાગતો, ચામુંડ સ્વામિભક્ત છે.'

'ચામુંડ સ્વામિભક્ત હતો મહારાજ, હવે નથી. કૈમાસની હત્યા પછી એ બદલાઈ ગયો છે. દિલ્હીની ગાદી ઉપર હવે પોતાના ભાણેજ રણસિંહને લાવવા એણે ક્યારના ચક્રો ગતિમાન કરી દીધા છે.'

'ચામુંડને બાંધો, એને બાંધીને મારી સામે હાજર કરો!' પૃથુ ત્રાડ્યો.

એ જ વખતે ચામુંડ ઓરડામાં દાખલ થયો.

'ચામુંડને બાંધનારો નર હજુ આ જગતમાં જન્મ્યો નથી.' ચામુંડ બરાબર પૃથુની સામે આવી ઊભો; 'કોણ મને બાંધવા આવે છે? હાહુલીરાય તમે આવો છો? આવો, બાંધો મને!'

'અરે....અરે....મહાસેનાધિપતિ!' ચામુંડનું સ્વરૂપ જોઈ હાહુલી થથરી ઊઠ્યો.

'ચામુંડ, તારે તારા ભાણેજને દિલ્હીપતિ બનાવવો

છે...કેમ? મને પદભ્રષ્ટ કરવો છે કેમ?' પૃથુ ત્રાડચો, શરાબની દુર્ગંધથી ઓરડો ભરાઇ ગયો; 'ચામુંડ તારી આ હિંમત? તું મને પદભ્રષ્ટ કરવા તૈયાર થયો છે?'

'મહારાજ, સૂર્ય પશ્ચિમે ઊગે તો પણ તમને પદ-ભ્રષ્ટ કરવાનું હું સ્વપ્ને પણ ન વિચારું. હું બંધન સ્વીકારી લઉં, મોત સ્વીકારી લઉં, પણ તમારી કીર્તિને ઉની આંચ ન આવવા દઉં!'

'તું જુઠ્ઠો છે ચામુંડ?'

પૃથુનું વાક્ય સાંભળી ચામુંડ દાવાનળની જેમ ઉકળી ઊઠચો.

'હું જૂઠ્ઠો છું? મને જૂઠ્ઠો કહેનાર અન્ય કોઈ હોત તો એના ટૂકડેટૂકડા થઈ ગયા હોત પૃથુ! પૃથુ....પૃથુ....તારી મતિ ફરી ગઈ છે. ખેર, મને શબ્દોમાં જરાય રસ નથી, હું અમંગળ વાણી સાંભળવા કે ઉચ્ચારવા પણ માગતો નથી. તમારે મને બાંધવો છે ને? બાંધો?'

ચામુંડે પોતાનો ભાલો, તલવાર, કમરબંધ ભૂમિ ઉપર મૂકી દીધા.

'ડરો નહિ હાહુલીરાય, હું રાજાજ્ઞા તો પ્રાણાંતે પણ નહિ ઉથાપું.'

હાહુલીરાયે ચામુંડને બેડીબદ્ધ કર્યો.

'પૃથુ, મેં દિલ્હીની સીમાઓ સાચવી છે, હવે તમે સાચવજો, પણ આ ક્ષણે જ હું પ્રતિજ્ઞા લઉં છું કે આજથી હવે હું હથિયાર નહિ ઝાલું!' ચામુંડનો

અવાજ ધ્રૂજ્યો; 'આજથી ચામુંડ શસ્ત્રત્યાગ કરે છે. ચાલો હાહુલીરાય, મને કારાગારમાં લઈ જાઓ!'

દિલ્હી માથે જાણે વજ્ર ત્રાટક્યું. દિલ્હીના તમામ રાજપુરુષો હતપ્રભ બની બની ગયા. કન્હ ચૌહાણ ચામુંડના કારાવાસથી ધ્રૂજી ઊઠ્યા. એ તુર્ત જ રાજમહેલમાં ધસી ગયા.

'પૃથુ.' કન્હ ચૌહાણ ક્રોધથી ધ્રૂજતા હતા; 'તું પાગલ બની ગયો છે કે શું?' લાલચોળ આંખોએ કન્હ ત્રાડ્યા; 'સંયુક્તા ક્યાં છે? અરે મહારાણી, આ રાજાના તેં આ હાલ કર્યા. તું આને ધીમું ઝેર આપી હણી નાખવા માગે છે કે શું? તું ચૌહાણવંશનું નિકંદન ઇચ્છે છે કે શું? તું તારા બાપનું વેર વાળવા માગે છે કે શું? આ રાજા શું હતો અને તેં એને શું બનાવી દીધો! એણે ઉદારતા ગૂમાવી, રાજનીતિ ગૂમાવી, મિત્રો ગૂમાવ્યા, હિતેચ્છુઓ ગૂમાવ્યા! માથે શાહ ઘોરીના યુધ્ધના નગારાં વાગે છે ત્યારે દિલ્હીશ્વરની આવી દયનિય દશા?'

'કાકા, તમે મને ડરાવો છો? તમારા રાજાને ડરાવો છો?'

'ચૂપ રહે તું પૃથુ, આપણાં બધાંનો કાળ સાવ નજીક છે....રાજા કાલસ્ય કારણમ્....પૃથુ, આ ભયંકર વિનાશને માટે તું જવાબદાર છે. ઇતિહાસ તને ક્યારેય માફ નહિ કરે!' કન્હ ચૌહાણનો અવાજ ભીનો થઇ ગયો. એની અલમસ્ત કાયા ધ્રૂજતી હતી.

'તેં કૈમાસને હણ્યો, ચંદનું અપમાન કર્યું,

ચામુંડને બાંધ્યો, હવે ઘોરી ધસી આવે છે? તું સાંભળે છે પૃથુ? શાહબુદ્દીન ઘોરી આંધીની જેમ ધસ્યો આવે છે! રાજ્યમાં શું ચાલે છે, સિમાડે ઊભેલા શત્રુઓ ગર્જે છે એ કશું તું સાંભળે છે?'

સંયુક્તાની આંખોમાંથી આંસુની ધારાઓ વહી નીકળી; 'મને માફ કરો ચૌહાણરાજ....તમે કહો છો એટલી અધમ હું નથી, પણ અમે ધર્મ ચૂક્યા છીએ એ વાત સાચી. હવે તમે ચૌહાણને રણાંગણે દોરી જાઓ.'

પૃથ્વીરાજે તુર્ત જ મંત્રણાસભા બોલાવી, પણ એ મંત્રણાસભામાં હવે હતું કોણ? હાહુલીરાય....! એણે મંત્રણાની ગુપ્ત માહિતી જયચંદ્ર મારફત તુર્ત જ ઘોરીને પહોંચાડી દીધી.

ચિત્તોડથી રાણા સમરસિંહને તેડાવવા પૃથુએ સાંઢણી-સવાર દોડાવ્યો. રાજસ્થાનના તમામ રજપુત રાજાઓને દિલ્હી આવી પહોંચવા તાકિદના તેડાં મોકલ્યા.

પણ એ રાત્રે જ કન્હ ચૌહાણની વિષપ્રયોગ દ્વારા હત્યા થઈ ગઈ. પૃથુ હતપ્રભ બની ગયો. ખોરાકમાં વિષ ભેળવનાર બ્રાહ્મણ પંડિતની લાશ જમનાને કાંઠેથી મળી આવી.

ત્યાં વજ્રના કડાકા જેવા સમાચારો આવ્યા.

'કનોજથી સાઠ હજારની અશ્વસેના પાણીના પૂરની જેમ ધસી આવે છે.'

'શાહબુદ્દીન ઘોરી દષદ્વતીને તીરે આગળ વધી રહ્યો છે!'

એક સુખદ સમાચાર પણ હતા.

'રાણા સમરસિંહ વિશાળ સૈન્ય લઇ આવી રહ્યા છે.'

કન્હ ચૌહાણની હત્યા પછી પૃથુની આંખ ખૂલી. ગુપ્તચરોએ તુર્તજ હાહુલીરાય વિષેની સંપૂર્ણ માહિતી આપી દીધી; 'એને પકડો.... પકડો એને !'

પણ પક્ષી ત્યારે ઊડી ચૂક્યું હતું.

## ૧૨

# દશદ્રુતીને તીરે

'પૃથ્વીરાજ રાસા' અને કર્નલ જેમ્સ ટોડનો 'રાજસ્થાનનો ઈતિહાસ' કહે છે કે રાણા સમરસિંહ સાથેનું સૈન્ય અગણિત હતું, ચૌહાણસેના એની સાથે ભળી. આ ઉપરાંત પણ રાજસ્થાનના રાજવીઓ અને ચૌહાણ મહારાજ્યના એકસો આઠ મંડલેશ્વરો પોતપોતાની સેના સાથે દિલ્હી આવી પહોંચ્યા હતા. આ સૈન્યસાગરના કોલાહલથી ભૂમિ ધ્રૂજી ઊઠી અને પથ્થરની એક વિશાળ શિલા ફાટી પડી. એની નીચેની ગુફામાંથી વીરભદ્ર બહાર આવ્યો અને ચૌહાણ રાજ્યના વિનાશની ભવિષ્યવાણી ભાખી.

કવિવર ચંદના વર્ણનને આપણે કવિકલ્પના માની

'રાણાજી, શોક ન કરો. તમને અને મને શોક ન શોભે. જરા મહાભારતને યાદ કરો! અર્જુન અને કૃષ્ણના છેલ્લા દિવસો યાદ કરો!'

સમરસિંહે ચામુંડને ખભે મસ્તક ઢાળ્યું.

'સમય સૌથી વધુ બળવાન છે રાણાજી, પાર્થ પણ નહિ, વાસુદેવ પણ નહિ, ચામુંડ પણ નહિ. કાળ સૌથી બળવાન છે.' ચામુંડે રાણાજીના આંસુ લૂંછ્યા.

'હાહુલીરાય! આ સારુંય ષડ્યંત્ર એણે રચ્યું હતું ચામુંડ. એણે જ કૈમાસની હત્યા કરાવી, એણે જ કન્હ ચૌહાણોને હણ્યા.'

'હું જાણું છું રાણાજી, પણ જવા દો....શબ્દયુદ્ધ મને ફાવતું નથી.'

દૃષદ્વતી કાંઠે પૃથ્વીરાજે પોતાના સૈન્યના સેનાપતિ તરીકે રાણા સમરસિંહને અભિષિક્ત કર્યા.

ઇડરના પડિહાર નરેશને પ્રથમ દિવસે સેના સોંપવામાં આવી.

ચૌહાણસેના ધસી. ઘમસાણ યુદ્ધ મંડાયું. ઢોલ, નગારાં, દુંદુભી, ભેરી, શંખ ફૂંકાવા લાગ્યાં. અશ્વોના હણહણાટથી દિશાઓ કાંપી ઊઠી. યવનોએ પડિહારના અશ્વદળને ખાળ્યું.

યવનોની લાંબી પહોળી અસિઓએ પહેલે જ દિવસે રજપુતસેનાનું અર્ધું બળ તોડી નાખ્યું. ઈલદુ પડિહાર વીરગતિ પામ્યો. સાંજે શસ્ત્ર-વિરામ થયો

પોતાની રક્ષા કેમ કરવી એ રજપુતાણીઓ જાણે છે.'

પૃથુ કારાવાસમાં ગયો.

'ચામુંડ, શાહબુદ્દીન આવ્યો છે–દ્દષદ્વતીને તીરે! મને ક્ષમા કરી દે ચામુંડ. મેં અપરાધ કર્યા છે. તું આવ ચામુંડ, અમને દોર, સેનાને દોર.'

'સમય ચાલ્યો ગયો ચૌહાણ....સમય ચાલ્યો ગયો!' ચામુંડે માથું ધૂણાવ્યું; 'યુદ્ધમાં હવે મને રસ નથી.'

'ચામુંડ....ચામુંડ, તું ભલે મને માફ ન કરે, પણ આ તો દેશની રક્ષાનો સવાલ છે....માતૃભૂમિની રક્ષા!'

'મહારાજ, ક્યારેક મનુષ્ય એક એવી સમાધિ મેળવી લે છે કે પછી એને દેશ કે રાજાની ચિંતા પણ રહેતી નથી.' ચામુંડે માથું ધૂણાવ્યું; 'હું તમને ઉપયોગી થઇ શકું એમ નથી, લોહના હથિયારને હું સ્પર્શી ન શકું એમ નથી.'

'અરે ચામુંડ, તને જોતાં જ ચૌહાણો સિંહ બની જશે. તું આવ ચામુંડ, મને ક્ષમા આપ.'

'ભલે પૃથુ.' ચામુંડ બોલ્યો; હું આવું પણ હું હથિયાર નહિ ઝાલું!'

'લોખંડના?' પૃથુ બોલ્યો; 'તારે માટે કાષ્ટના હથિયાર તૈયાર કરાવું છું.'

ચામુંડ બહાર આવ્યો. સમરસિંહ એને ભેટી પડયા.

'ચામુંડ....ચંડ....ચંડ....ચંડ....ચામુંડ! તારી આ દશા!' રાણાની આંખોમાંથી હૂંફાળા પાણી દડયા.

'રાણાજી, શોક ન કરો. તમને અને મને શોક ન શોભે. જરા મહાભારતને યાદ કરો! અર્જુન અને કૃષ્ણના છેલ્લા દિવસો યાદ કરો!'

સમરસિંહે ચામુંડને ખભે મસ્તક ઢાળ્યું.

'સમય સૌથી વધુ બળવાન છે રાણાજી, પાર્થ પણ નહિ, વાસુદેવ પણ નહિ, ચામુંડ પણ નહિ. કાળ સૌથી બળવાન છે.' ચામુંડે રાણાજીના આંસુ લૂંછ્યા.

'હાહુલીરાય! આ સારુંય ષડ્યંત્ર એણે રચ્યું હતું ચામુંડ. એણે જ કૈમાસની હત્યા કરાવી, એણે જ કન્હ ચૌહાણોને હણ્યા.'

'હું જાણું છું રાણાજી, પણ જવા દો....શબ્દયુદ્ધ મને ફાવતું નથી.'

દષદ્વતી કાંઠે પૃથ્વીરાજે પોતાના સૈન્યના સેનાપતિ તરીકે રાણા સમરસિંહને અભિષિક્ત કર્યા.

ઇડરના પડિહાર નરેશને પ્રથમ દિવસે સેના સોંપવામાં આવી.

ચૌહાણસેના ધસી. ઘમસાણ યુદ્ધ મંડાયું. ઢોલ, નગારાં, દુંદુભી, ભેરી, શંખ ફૂંકાવા લાગ્યાં. અશ્વોના હણહણાટથી દિશાઓ કાંપી ઊઠી. યવનોએ પડિહારના અશ્વદળને ખાળ્યું.

યવનોની લાંબી પહોળી અસિઓએ પહેલે જ દિવસે રજપુતસેનાનું અર્ધું બળ તોડી નાખ્યું. ઈલદુર્ગનો પડિહાર વીરગતિ પામ્યો. સાંજે શસ્ત્ર-

પચ્ચીસ હજાર યોધ્ધાઓ કપાઈ ચૂક્યા હતા. દૃષદ્વતી રક્તવરણી બની ચૂકી હતી, હજારો અશ્વો, હજારો ધડ અને માથાં, સેંકડો હાથીઓ, સેંકડો ઊંટોના શબ લારોલાર પડ્યા હતા.

આવી પ્રચંડ સંખ્યાને અગ્નિદાહ શી રીતે દેવો ?

રજપુતોએ પોતાની તરફના વીરગતિ પામેલા સૈનિકોના શબોને જળમાં વહાવી દીધા.

બીજા દિવસે રાણા સમરસિંહે સેનાને દોરી.

ઝંઝાવાતમાં વૃક્ષો ધૂણે એમ યોધ્ધાઓ ઝૂઝવા લાગ્યા. સમશેરો ઉચકાતી હતી, વિંઝાતી હતી અને દુશ્મનને ઢાળી દેતી હતી. દૃષદ્વતીની ભૂમિ ઉપર માંસ, મજ્જા, રક્તનો કાદમ ઉડવા લાગ્યો, યોધ્ધાઓ લપસતા હતાં, ખૂંચતા હતા અને બેઠા થતા હતા. ધનુર્ધરોની તીરવર્ષાથી આકાશ છવાઈ ગયું. ગજરાજોની ચિંઘાડોથી દિશાઓ કાંપવા લાગી.

હાહુલીરાય અને તાતારખાન અફઘાન સેનાના અગ્રણી હતા. રાણા સમરસિંહે પોતાના ગજરાજને તાતારખાન ઉપર વહેતો મૂક્યો. તાતારખાને પોતાના અશ્વને પાછો લીધો. ઘમસાણ યુધ્ધમાં રક્તની છોળો ઉડવા લાગી.

તાતારખાને અશ્વને કૂદાવ્યો અને પોતાના લાંબા ભયાનક ભાલાથી રાણાની છાતી વિંધી નાખી. મહારાણા સમરસિંહ ઢળી પડ્યા. એમની સાથે એમનો પુત્ર કલ્યાણ હતો, એ કિશોરે તીરનો વરસાદ વરસાવ્યો. તાતારખાને ફરી વાર અશ્વ કૂદાવ્યો અને કલ્યાણને જનોઈવઢ કાપી નાખ્યો.

અફ્ઘાન ફોજ હર્ષથી ચીચીયારી પાડતું ચૌહાણો ઉપર તૂટી પડયુ.

પૃથ્વીરાજ હતોત્સાહ બની ગયો. છતાંય રણમાંથી ખસી જવાની એની ઈચ્છા જ નહતી. એણે તુર્ત જ રાજસ્થાની કેસરીયા કર્યા. ધનુર્વિધામાં અજોડ મનાતો પૃથુ હાથી ઉપર ચડ્યો.

ચૌહાણોએ જય જયકારથી આકાશને ભરી દીધું.

ચામુંડના હાથમાં કાષ્ટનું ધનુષ્ય હતું. અને કાષ્ટનું તીર હતું. એણે દૂર ઘોરીના ગજરાજને જોયો.

'ચૌહાણ, હું ઘોરીને વિંધી નાખું છું.' ચામુડે કમાન ઉપર તીર લઈ કાન સુધી ખેંચ્યું.

'ચામુંડ, હાહુલીરાય....જો તારી સામે જ છે! એને હણી નાખ!'

તીરોના વાદળને ભેદતું, તક્ષકની જેમ ફુંફાડા મારતું ચામુંડનું તીર વછૂટયું. હાહુલીરાયની છાતી વિંધી એ આરપાર નીકળી ગયું.

અફ્ઘાનોએ તીરવર્ષા કરી ચામુંડના શરીરને ચાળણી બનાવી દીધું. કવચ વગરનો ચામુંડ ઢળી પડ્યો.

કવિવર ચંદનો પુત્ર પૃથુના હાથીની આગળ શૌર્યભેર લડી રહ્યો હતો. એટલામાં અફ્ઘાનોએ પૃથુના ઐરાવતની સૂંઢ કાપી નાખી, પૃથુએ હવે અશ્વ ઉપર રાંગ વાળી.

'મહારાજ' ચંદનો પુત્ર બોલી ઊઠ્યો; 'તીર છોડો....જુઓજુઓ તમારી સામે જ ઘોરી ચાલ્યો આવે છે.'

પૃથુએ એક મહાભયાનક તીર લીધું, અને ધનુષ્ય ઉપર ચડાવી પણછ ખેંચી, પણ કમાન તૂટી ગઈ.

ચંદપુત્ર ઘોર નિરાશાથી બોલી ઊઠ્યો–

दिन पलटयो पलटी घडी पलटी हथ्थ कमान,
पिथल एही पाख्खु, दिन पलटयो चौहान.

પૃથુની નસેનસ હવે શૌર્યથી ફાટવા લાગી. અસિ ખેંચી એ કૂદી પડ્યો. એના શૌર્યે ઘડીભાર અફઘાન સેના પાછી હટી ગઈ. એ શોણિતની શતશત ધારાથી નાહી ઊઠ્યો. પણ એના હાથમાંથી તલવાર ન છૂટી. અફઘાનોને એણે ઘાસની જેમ કાપી નાખ્યા.

અફઘાન સેના છિન્નભિન્ન થઈ ગઈ એટલે તાતારખાને પચ્ચીસ ખૂંખાર અફઘાન સરદારો ને એને ઘેરી લઈ ઢાળી દેવાની જવાબદારી સોંપી. રણે ચડેલા પૃથુ ઉપર તેઓ તૂટી પડ્યા.

પૃથ્વીરાજ! ભારતવર્ષનો છેલ્લો રજપુત નરેશ યુધ્ધમાં વીરભદ્રની જેમ ફરી વળ્યો, એની અસિમાંથી નર્યો વિનાશ જન્મી રહ્યો. ધસી આવતા અફઘાન યોદ્ધાઓ ઘાસની જેમ કપાઈ જતા હતા. શાહબુદ્દીન ઘોરી અને તાતારખાન એનું આ પ્રચંડ સંહારકૃત્ય જોઈ દંગ બની ગયા. છેવટે ઘોરીએ તાતારના કાનમાં કંઈક કહ્યું અને તાતારે તુર્ત જ લોખંડની જાળ મંગાવી. એકસો યોધ્ધાઓએ એ લોહજાળને ઉચકી અને આંખો મીંચી સંહારલીલા ખેલતા પૃથુ માથે ફેંકી.

લે. કૃપા કરી મને હણી નાખ. હું આ શયતાનની યાતના સહન નથી કરી શકતો!' અંધ છતાંય આંખો! અંધ બની જાય તો પણ આંખો આંસુ તો વહાવે જ છે.'

'તારી આંખમાં આંસુ પૃથ્વુ?'

'મને હણી નાખ ચંદ!'

'ધીરજ ધર રાજા, હું તને હણવા અને મારી જાતને પણ હણવા માટે જ અહીં આવ્યો છું, પણ એ પછીલાં. આપણે સુલતાનને હણવો છે – તારા શબ્દવેધથી.'

ચંદે પૃથ્વીરાજને વિગત સમજાવી.

'મારી પાસે બે તલવાર છે.' ચંદે ધીમેથી કહ્યું: 'પછી એક હું તને આપીશ, સમજી ગયો પૃથ્વુ?'

અંધ રાજાએ માથું હલાવ્યું.

એક પ્રચંડ ધનુષ્ય અને તીરનો ભાથો પૃથ્વુને આપવામાં આવ્યા.

ચંદ અંધ પૃથ્વુને ઉત્તેજ્યો–

મારા કેદખાનામાં સડે છે.'

'એ જગતનો શ્રેષ્ઠ ધનુર્ધર છે સુલતાન.' ચંદે કહ્યું; 'એ શબ્દવેધી છે.'

'શબ્દવેધ! આ બધી તમારી કવિઓની બનાવટી વાતો છે.' શાહ હસ્યો.

'પ્રમાણ આપવા હું તૈયાર છું.' ચંદે કહ્યું.

'ભલે, હું પ્રમાણ અને પારખું લેવા તૈયાર છું.'

સાત, નક્કર લોહના સાત ચક્રો બનાવી, એક જ રેખામાં સમાંતર એને લટકાવવામાં આવ્યા.

પૃથ્વીરાજની બેડીઓ કાપી નાખવામાં આવી અને એક વિશાળ ચોકમાં જ્યાં સાત ચક્રો લટકાવવામાં આવ્યા હતા ત્યાં એને લાવવામાં આવ્યો.

'મને એની પાસે જવાની રજા આપો.' ચંદે શાહને વિનંતી કરી.

'છૂટ છે.'

'પિથલ....પિથલ....પૃથુ!'

'કોણ....કોણ! ચંદ! મારો કવિ! ચંદ....ચંદ!' અંધ પૃથુ હાથ ફેલાવી ફાંફાં મારવા લાગ્યો.

ચંદ એને ભેટી પડ્યો.

'મારા રાજા, મારા ચૌહાણ....તારી આ દશા?'

'ચંદ!' પૃથુ મ્લાન હસ્યો; 'તારી પાસે ખડ્ગ છે?'

'છે, એક નહિ બે છે!'

'તો ચંદ, મારા ઉપર કૃપા કર, મારું માથું ઉતારી

લે. કૃપા કરી મને હણી નાખ. હું આ શયતાનની યાતના સહન નથી કરી શકતો !' અંધ છતાંય આંખો! અંધ બની જાય તો પણ આંખો આંસુ તો વહાવે જ છે.'

'તારી આંખમાં આંસુ પૃથુ ?'

'મને હણી નાખ ચંદ !'

'ધીરજ ધર રાજા, હું તને હણવા અને મારી જાતને પણ હણવા માટે જ અહીં આવ્યો છું, પણ એ પહેલાં આપણે સુલતાનને હણવો છે – તારા શબ્દવેધથી.'

ચંદે પૃથ્વીરાજને વિગત સમજાવી.

'મારી પાસે બે તલવાર છે.' ચંદે ધીમેથી કહ્યું: 'પછી એક હું તને આપીશ, સમજી ગયો પૃથુ ?'

અંધ રાજાએ માથું હલાવ્યું.

એક પ્રચંડ ધનુષ્ય અને તીરનો ભાથો પૃથુને આપવામાં આવ્યા.

ચંદે અંધ પૃથુને ઉદ્દેશ્યો–

एही बाण चौहान, राम रावण उत्थप्यो,
एही बाण चौहान, करणशिर अरजुन कप्प्यो.
एही बाण चौहान, शंकर त्रिपुरासुर संध्यो,
एही बाण चौहान, भ्रमर लछमन कर बेंध्यो.
सो बाण आज तुज कर चढ्यो, चंद विरद सच्चा चवे,
चौहान राज संभर धनी, मत चूके मोटे तवे.

લોખંડના ચક્ર (તવા)ને કાંકરી મારવામાં આવી, અવાજ શમે એ પહેલાં જ લોખંડનું ચક્ર વિંધાઈ ગયું.

પૃથ્વીરાજને લાગેવળગે છે ત્યાં સુધી 'રાસા'ને જ અક્ષરશઃ અનુસરેલ છે. ટોડ તો એક મહાન ઇતિહાસપંડિત હતા, છતાંય એણે પોતાના ઇતિહાસમાં લોકકથાઓને, લોકવાયકાઓને, વિચિત્ર-તાઓને અને અગમનિગમની વાતોને સાંકળી લીધી છે. પૃથ્વીરાજ વિષે 'રાજસ્થાનનો ઇતિહાસ' કવિવર ચંદના 'રાસા'ને અનુ-સરેલ છે એમાં કશી નવાઈ નથી, કારણ કે એ સમયને જોવા માટે 'રાસા' સિવાય બીજી સામગ્રી ટોડ પાસે ઉપલબ્ધ ન હતી.

પ્રસ્તુત પુસ્તક સંપૂર્ણપણે 'રાસા' અને 'રાજસ્થાનના ઇતિહાસ'ને આધારે તૈયાર થયું છે. એમાં કોઈ વાચક ઇતિહાસની અપેક્ષા ન રાખે એ સમજી શકાય એવી વાત છે. ઘટનાઓ, પ્રસંગો, વિચિત્રતાઓ, વગેરે જે કંઈ છે એ તમામ ઉપર્યુક્ત બન્ને ગ્રંથના આધારે જ ઉપસ્યા છે એમ સમજવું અનિવાર્ય જરૂરી છે.

કથા રોચક બને, પ્રસંગો ઉઠાવ પામે, ઘટનાઓ ફૂલની જેમ ઉઘડે અને સળંગસૂત્રતા જળવાઈ રહે એવો પ્રયાસ થયો જ છે. મતલબ કે ઘટનાઓ, પ્રસંગો અને વિચિત્રતાઓ 'રાસા'ના છે. શૈલી, શબ્દો અને સંકલન સર્જકના છે.

આ કથામાં ઇતિહાસ કેટલો, મતલબ કે સત્ય કેટલું એમ કોઈ વાચક લેખકને પૂછે એના કરતાં 'રાસા'ને કે ટોડના ઇતિહાસને પૂછે એજ વ્યાજબી બની રહે છે.

ક્યાંક વાંચેલું યાદ આવે છે – એક વખત કોઈક જીજ્ઞાસુ વાચકે ધૂમકેતુને એની ચૌલુક્ય ગ્રંથાવલિના સંદર્ભમાં પૂછેલું કે – આ કથા-ઓમાં ઇતિહાસ કેટલો છે? ધૂમકેતુએ પ્રત્યુત્તર આપેલો કે – ખીચડીમાં નમક હોય એટલો!

ધૂમકેતુનો જવાબ સત્યની કેટલો નજીક છે એ સમજી શકાય એવી વાત છે.



